# હીંદુસ્થાનનાં આતશબેહેરાંમો.

અને યજદજરદી સને ૧૨૬૭ માં મુંબઈમાં સ્થપાયલાં

નવાં આતશબેહેરાંમનો હેવાલ.

તથા

મરહુમ દસ્તુરજી સાહેબ ડાકટર

## જામાસ્પજી મીનોચેહરજી જામાસ્પઆસાના.

એમ. એ., પી. એચ. ડી., ડી. સી. એલ. નું

જન્મ ચરીત્ર.

પ્રગટ કરનાર,

મુંબઇ વર્તમાન પ્રેસના માલેક-મનચેરજી હોસંગજી જાગોશ.

મુંબઇ-ચંદનવાડી નંબર ૧૪૧ વાલાં મકાનમાં,

વર્તમાન પ્રેસમાં મનચેરજી હોશંગજી જાગોસે છાપ્યું છે.

યજદેજરદી સને ૧૨૬૯.

ઈસવી સને ૧૮૯૯.

કીંમત રૂ૦॥

# હીંદુસ્થાનનાં આતશબેહેરાંમો.

## અને યજદેજરદી સને ૧૨૬૭ માં મુંબઈમાં સ્થપાયલાં નવાં આતશબેહેરાંમનો હેવાલ.

તથા

## મરહુમ દસ્તુરજી સાહેબ ડાકટર જામાસ્પજી મીનોચેહરજી જામાસ્પઆસાના. એમ. એ., પી. એચ. ડી., ડી. સી. એલ. નું જન્મ ચરીત્ર.

પ્રગટ કરનાર,
મુંબઇ વર્તમાન પ્રેસના માલેક-મનચેરજી હોસંગજી જાગોશ.

મુંબઇ-ચંદનવાડી નંબર ૧૪૧ વાલાં મકાનમાં,
વર્તમાન પ્રેસમાં મનચેરજી હોશંગજી જાગોસે છાપ્યું છે.

યજદેઝરદી સને ૧૨૬૯.
ઈસવી સને ૧૮૯૯.

કીંમત ૩૦॥

# ખુલાસો.

આ ચોપડીમાં જરથોસ્તીઓને ઉપયોગી પડે તેવા બે વાંચવા જોગ રેશાલાઓ શમાવેલા છે. એકમાં પરથમ હીંદુસ્થાંનનાં આતશબેહરાંમોનો હેવાલ છે—જેમાં આખાં હીંદુસ્થાંનમાં પેહલેથી તે અતેઆરવેર બંધાયલાં આઠ આતશબેહેરાંમો શી રીતે, કેવી તહરેથી અને કોંણની મારફતે તથા કોંણની તરફથી પરથાયલાં તેનો ઘણો જાંણવાજોગ લંબાંણ હેવાલ છે, જેમાં યજદેજરદી સને ૧૨૬૭ નાં સાલમાં મુંબઇમાં છેલાં સ્થપાયલાં જરથોસ્તી અનજુમનનાં (ભગરીઆ મોબેદો-વાલાં) આતશબેહરાંમનો તો ઘણોજ વાંચવાજોગ તુલોતવીલ હેવાલ શમાયલો છે; જે રેશાળો જાહેર લેખકોમાં જાંણીતા પંકાયલા નવશારીવાલા લેખક એ૦ શેરાબજી મનચેરજી દેશાઇની કલમથી ઝોરાસ્ટ્રીઅન કાલેંડરને માટે રચાયલો છે—તે, અને બીજો તેવોજ એક રેશાળો એરવદ અરદેશર ખુરશેદજી દસ્તુર જામાસ્પઆશાના શીકંદરાબાદવાળાએ લખેલો છે—જેમાં મુંબઈનાં શેનશાહી કોંમના મરહુમ દશતુરજી શાહેબ ડા. જામાસ્પજી મીનોચેરજી જામાસ્પઆશાનાતું એક ઘણું ઉપયોગી અને ખરેખર વાંચવા લાયક મોહટી મેહનતે લખી ઉપજાવેલું જન્મ ચરીત્ર છે, જેમાં વલી એ મરહુમ દશતુરજીનાં પુર્વજોનુ ટુક જન્મ ચરીત્ર પણ સમાયલું છે—અને તે એટલું તો ઉપયોગી તથા અગતયની બાબદોથી ભરપુર છે કે તે દરેક જરથોસ્તીને વાંચવા અને અવલોકન કરવા જેવું છે. મરહુમ દસ્તુરજી જામાસ્પજીની આખા જીંદગી એક માનવંત દસ્તુરજી તરીકે ગુજરી છે, અને તે દરસ્યાંન તેમની કારકીરદીમાં આવેલી ઘણીક બાબદો ખરેજ જરથોસ્તીઓને જાંણવા લાયક છે.

એ બંને રેશાલા એકેકને મલતી બાબદનાં હોવાથી અને જરથોસ્તી અનજુમનનાં મુંબઈનાં નવાં આતશબેહરાંમનાં હેવાલ શાથે મરહુમ દસ્તુરજીનેબી ઘણું લાગતું વલગતુ અને મોટો સંબંધ હોવાથી, એ બંને શાથે એકજ ચોપડીમાં છાપી પ્રગટ કીધા છે, તેની સાથે આતશબેહરાંમનાં પાક ગુમ્બાની અને એનાં બુલંદ મકાંનની રોનકદાર શબી તથા મરહુમ નેક દસ્તુરજીનાં દેદાર જોવાની તેવોની પણ એક અછી શબી હેમાં દાખલ કરી છે. એ સંધાં ઉપરથી આ નાહાની કેતાબ જરથોસ્તી ટોલાને ખરેજ ઉપયોગી અને વાંચવા જોગ થઇ પડશે હેવી આશા છે.

પ્રગટ કર્તા.

# અર્પણ પત્ર.

નેક નામદાર

## સર દીનશાહજી માણેકજી પીટીટ બેરોનેટ.

**જરથોસ્તી કોમના માનવંત અકાબર—જોગ.**

જત—આપ નામદાર ખોદાના બંદા તરીકે તે સાહેબની
ખુશી હાંશેલ કરવા, ખોદાના પુત્ર પવિત્ર આતશને
હંમેશાં પુર એતેકાદથી અને પાકીજગી
ભરેલી બંદગીથી આરાધો છો;
અને આતશ કદેહો
ઉપર
એતબાર રાખી તેવાં
નુરી કેબલાના દરશન માટે
કાલજી રાખો છો; તે આપ સાહેબની
ભલી નેમને યાદ કરી, તેવા કેબલાઓની
તવારીખને લગતું આ પુસ્તક માન પુર્વક આપને
**અર્પણ કર્યું છે.**

પ્રગટ કરતા.



મુંબઈનાં જરથોસ્તી અનજુમન વાલાં આતશબેહેરામનાં ગુંબજનો દેખાવ.



મુંબઈનાં જરથોસ્તી અનજુમનનાં નવાં આતશબેહેરામની ઈમારતનો દેખાવ.

# હિંદુસ્થાનનાં આતશબેહેરાંમો,

## અને ગયે વરસે મુંબઈમાં સ્થપાયલાં નવાં આતશબેહેરાંમો.

અત્ તોઈ આત્રેમ્, અહુરા, ઓજોધ્હવન્તેમ્ અષા ઉસેમહી, અસીષ્તીમ્ એમવંતેમ્, સ્તોઇ રપંતે ચિથ્રા અવધ્હેમ્, અત્, મઝ્દા, દઇબિષ્યંતે, ઝસ્તાઈષ્તાઇષ્ દેરેષ્તા એનંધ્હેમ.

(ગાથા અહુનવદ્દતિ. ૫. હા. ૩૪)

**ભાવાર્થ:**—"ઓ દાદાર અહુરમઝ્દ! અમે તારા 'આતશ'ને રાસ્ત રાહે ચાહીએ છઈએ કે જે ઘણો જોરાવર, તેજી, અને શેતાબીવાલો, અને પેહેલવાન સરખા દબદબા ભરેલા દેખાવનો છે. અને જે કોઇ જાણે પ્યાર અને મોહોબતથી વરતતું હોય તેમ ઘટતી રીતે તેની સાથે કામ લીએછે તેને તે તરેહવાર મદદો અને ફાયદાઓ કરેછે. પણ જે કોઇ તેની સાથે ઉલટી, અઘટિત, ગોયા એક દુશમનને છાજે તેવી ચાલ ચલાવેછે તેથી જાણે કે મનમાં માઠું લાવીને જેમ કોઇ હથીઆરોથી ઇજા કરે તેમ તેને ગોયા સજા તરીકે તે ઇજા અને નુકસાનોજ કરેછે."

હીંદુસ્થાનમાં જરથોસ્તી વસતી વશયા પછે નવાં નવાં આતશબેહેરાંમો સ્થાપવા માટે જે પ્રમાણે યઝદેજરદી સનેના ૯૦–૧૧૩૫–૧૧૫૩–૧૧૯૩–૧૨૦૦ અને ૧૨૧૫ એ વરશો તમામ પારશી ટોળામાં પુંજાય છે, તે પ્રમાણે યઝદેજરદી અને ૧૨૬૭ નો તેમાં વધારો થયો છે. યાને યઝદેજરદી સને ૯૦ માં ઉદવારા ખાતેના જરથોસ્તી અનજુમનનાં આતશબેહેરાંમ થવા પછે, પાછા લગભગ પોણી બારસેં વરસ પછી પારસી અંજુમને પોતાના બીજા આતશબેહેરામ સાહેબ મુંબઈમાં સ્થાપ્યા છે. એ વિશેની હકીકતો વર્ણવતાં પેહેલાં, આતશને દુન્યાની કઇ કઇ પ્રજા માને છે, અને કયા કયા ધર્મોમાં આતશબેહરામો કરવામાં આવે છે, તે પ્રથમ સમજાવીશું.

ઈશ્વર આત્માને ઓળખાવવા સારૂ ધર્મપોથીઓમાં સૌથી સરસ જો કોઇ પણ નિશાન બતાવામાં આવ્યા કરતી હોય, તો તે આતશ છે. પેગંબર મોઝીઝને હોરેબ પર્વત ઉપર આતશની અંદરજ પરમેશ્વર દેખાયો હતો (Exod. iii. 2). અને નિયમવૃત આપતી વખતે જ્યારે તેને "સીનાઇ" પર્વત ઉપર પરમેશ્વર દેખાયો, તેપણ આતશમાંજ જણાયો હતો (Exod. xix. 18). અને ઈઝરાયલોને જ્યારે તે જંગલની અંદરથી રાત્રે દોરવી લઇ ગયો, ત્યારે દિવસે વાદલના સ્થંભના અંદર અને રાત્રે અગ્નિસ્થંભના અંદર પોતે રહી, દોરવી ગયો હતો. ક્રિસ્ચીયનો માનેછે કે, જ્યારે તેમનો ક્રાઈસ્ટ પેગંબર બીજીવાર આ પૃથ્વિ ઊપર દેખાવ દેશે, ત્યારે તે બળતા અગ્નિના અંદરજ દેખાવ દેશે ( 2 Thess. i. 8. ) મોઝીઝ, મનોઆહ, સોલોમન, એલીજાહ, દેન્યલ, જેહોવા, આદિએ જ્યારે ભોગ આપવાની તૈયારી કરી ત્યારે આકાશ ઊપરથી પવિત્ર અગ્નિ ઊતર્યો હતો. ટેબરનેકલની અંદર જે કેબ્લેગાહ ઊપર ઇશ્વર તરફથી આતશ ઉતરી આવ્યો હતો, અને તે આતશને પાછળથી આતશબેહરામ જેવાં એક દેવળમાં રાખવામાં આવેલો જણાવામાં આવેછે, તેને રાત દહાડો પાદરીઓ ખોરાક પોહોંચાડીને સજીવ રાખતા હતા. એ પ્રમાણેની આ યાહુદી રૂઢીની નકલ અસલના રોમન લોકોની રૂઢીમાં જોવામાં આવતી હતી, પણ તેમાં મોબેદોને બદલે રોમન આતશબેહેરામોમાં પવિત્ર કુમારિકાઓ (Vestal Virgins) તે આતશને સાચવવાનું કામ બજાવતી હતી. પરંતુ ઇરાનીઓમાં તો અશલથીજ યાહુદીઓની માફક મોબેદોજ આતશની રખેવાલી કરતા. વળી પવિત્ર નહીં કરેલા, અને જેવી જોઈએ એવી ક્રિયા નહીં કરેલા આતશને પોતાના ભક્તિ માર્ગમાં લેવામાટે ઇશ્વરે સજા લેખે નદાબ અને અબીહુને આતશમાંજ ગુંગલાવી માર્યા હતા. જ્યુ લોકો પૈકી કેટલાકો એવું કહેછે કે એ અસલ આતશ-

બેહરામ તો અહાઝના વખતમાં બુજાઇ ગયા હતા, પણ મજબુત મતતો એવું છેકે, તેમનું મુખ્ય આતશબેહરામ ખાલદીઅનોએ તારાજ કરયું ત્યારેજ તે આતશ બુજાઇ ગયા હતા. દરસાલ ઇસ્ટરના તેહવાર ઉપર ગ્રીકો અને આરમીન્યનો આતશની નવાઈ જેવી પુંજા કરવામાં એક દહાડો (Day of Charity) રોકે છે. તેજ પ્રમાંણે રોમન લોકો આતશ પરસ્તિ તેજ દહાડાઓ ઉપર કરે છે.

આ પ્રમાણે આતશની આરાધના ઘણા જુના કાળની છે. છેક અબ્રાહામના વખત પેહેલાની આતશની પુંજા થતી આવેલી છે. એ અબ્રાહામના વડવા ખાલ્દીઆના હતા, જ્યાં નિમરોદે એક આતશ કદેહ બાંધ્યું હતું. અને એ અબ્રાહામની જન્મભુમિ ઉરનો અર્થ પણ આતશ થાય છે. જ્યુ લોકોની દંતકથા પ્રમાણે તેરાહ અને અબ્રાહામને ખાલ્દીઆમાંથી હાંકી કાઢવામાં આવ્યા હતા તેનું પણ કારણ એજ હતું કે, તેઓએ આતશને પુંજવા ના પાડી હતી! આખા સીરીયામાં તો આતશનીજ પુંજા થાય છે, અને તેમાં સુર્યને પણ માને છે. રીગવેદ પ્રમાણે ઈન્દસ નદિ ઉપરના આર્યો, અગ્નિનેજ મધ્યવર્તી ગણતા હતા. અગ્નિદેવ જેવો બીજો એકે દેવ નથી, આકાશ કરતાંએ એ ચઢતો છે, અને એની માર્ફતેજ ઈશ્વરને માણસોની ભેટ પોહોચી શકે છે. અગ્નિ, એ તો માનવીનો મિત્ર, તેનો રાજા, તેનો પેગંબર–તેની જીંદગી, તેનો ધર્મ ગુરૂ, અને બંધુ તેજ છે, એમ અસલી આર્યોનો મત હતો. એક હિંદુનું ઉઠતાંનેવાર કામજ એ હોય છે કે, અગ્નિ સજાગૃત કરવો. અસલી મીદ લોકો (મેજાઈ) અને ઇરાનીઓ ધર્મ ક્રિયાના આતશમાં સર્વ આતશને પકડતા. 'કેપેદોસ્યા' શેહેરમાં આપણા 'મગી' લોકોએ અનાઇતીસ અને અમાનુસ નામના બે આતશબેહેરાંમોમાં કંઇ વરસો ગણત્રિ સુધી આતશને જાળવી રાખ્યો હતો. સ્લેવોન્યન લોકો જેઓ પારશીઓ માફકજ આતશબેહેરાંમો રાખતા હતા, તેઓનો આ બેઉ પવિત્ર ધામો ઉપર ડોલો ગોપાયો, બેઉને લુટયા, અને ક્યુ ખાતે પેરૂના માનમા—નોવગરોદ અને લીથુઆન્યા ખાતે 'નીઝ'ના માનમાં—અને રોમોવ ખાતે પરકયુનોસના માનમાં આતશબેહેરાંમો સ્થાપ્યા. અસલી 'પીરૂવ્ય'નો પણ આતશબેહેરાંમો કરતા હતા. રકત રૂપી હિંદુઓ, અને એઝટેકસ લોકો પણ આતશને પુજતા.

ચીનમાં તો 'બુધિસ્ટ' લોકો, તેમજ ફોની પરસ્તેશ કરનારાઓ, અને 'લઓઝે'ના ટોળાવાલાઓ, રાતદહાડો બળતા આતશના મોટા દેવળો આજે પણ રાખે છે. નવમાળી દેવાળય (Nine-storied Pagoda)માં આતશ રજુ હોવા શિવાય કાંઇ ક્રીયા થતી નથી. "ઉઆંન-શોઅ–ફ્રુગ" યાને દશ હજાર વર્ષનું દિવાનખાનું, એવે નામના દેવાળયમાંતો ચીનના શાહના જન્મ દિવસે આતશ ઉપર ખુશબો બાળવામાં આવે છે, અને કહે છે કે આતશ ઉપરની શીદાગીરી માટે આતશના જેવા પીળા રંગનુજ તેમાં સરસામાન હોય છે, અને દીવાલો ઉપર રંગ પણ તેવોજ હોય છે. જેટલાં જુના આતશબેહેરાંમો ચીનમાં છે, તેટલાં હાલ કેહે પણ નથી. હજારો વર્ષના આતશબેહરામો હૈયાત છે, અને તેના આતશને કદિ પણ બુજાવા દેવામાં આવ્યો નથી. ઉત્તમ ચંદન તેઓ આતશ ઉપર બાળે છે. અને જેમ જુના આતશબેહેરાંમ તેમ તેનું મોટપ વધારે હોય છે. તેથી ઉલટું અસલી પીરૂવ્યનો દર વર્ષે જુના આતશને બુજાવી નવા કરતા હતા. વળી અજાયબ જેવી વાત એક લેખક જણાવે છે કે ઇરાનમાં જ્યારે પાદશાહ ગુજરી જાય, ત્યારે આતશબેહેરાંમને ઠંડા કરી નાંખવામાં આવતા હતા! મેક્ષીકનોમાંતો દરેક પર) વર્ષે આતશબેહેરાંમને બુજાવામાં આવતા હતા! અસલી રોમનો પણ દર ૧ લી માર્ચે પવિત્ર આતશને બુજાવી નવા બનાવવામાં આવતા. અને મુંબઈમાં જે પ્રમાણે કોઇ દસ્તુરની નજીવી ભુલની મમતને લીધે દર વરસે એકાદ ઠેકાંણેનાં આતશને શરદ કરવાનો હજુરબી ચાલ છે, તે ઉપરથી

એક યુરોપ્યન લખનારે ભુલખાઇને સામાન્ય પારસી ટોળા માંટે એવો અભિપ્રાય આપ્યો છે કે, "Among the Guebres, the last remnants of the ancient fire-of Persia, worshippers all the fires are extinguished once every year."

અસલ ગ્રીક રાજધાણીમાં વેસ્ટાના માનમાં એક આતશબેહેરાંમ બનાવવામાં આવ્યા હતા. જેમાં રાતદહાડો આતશને બળતો રાખવાંમાં આવતો હતો. પારસીઓમાં જે અર્થે અને જે રૂપે આતશબેહેરામ થાયછે, તેને લગભગ મળતી રીતે ગ્રીક લોકોમાં (Prytaneium) સ્થાપવામાં આવતાં હતાં. અને ઉપર જણાવેલી પુજ્ય દેવીને સ્વાર્પણ ભોગ ચઢાવવા સારૂ, શેહેર તરફથી અથવા રાજ્ય તરફથી મેજીસ્ટ્રેટો એ આતશબેહેરાંમની જાલવણી કરતા હતા, અને તેઓ પ્રીટેન્સ (Prytanes) કહેવાતા હતા અને વેસ્ટાના નામ ઉપર આતશની જે પરસ્તીશ થતી હતી તેને પ્રીટેનીસ્ટીસ (Prytanistis)ને નામે ઓળખવામાં આવતી. આપણા આતશબેહેરાંમની માફકજ, એ પ્રીટેન્યમોમાં ગોળાકાર ગુંબજો બાંધવામાં આવતા. જેનું કારણ તેઓ એવું માનતા, કે પૃથ્વિ ગોળાકાર છે, તે સાક્ષાત કરવા આવો આકાર રાખવામાં આવતો. વળી બીજાઓ એવું અનુમાન કરતા, કે સૃષ્ટિના મધ્ય બીદુંને ઓળખવાને એ આકાર કરવામાં આવતો. પ્લુટાર્ક એ બાબત ઉપર કહી ગયો છે કે, "એમ પણ કહેવાયું છે કે વેસ્ટાને માટે એક મહાદેવાલ્ય ન્યુમાએ બાંધ્યું હતું, જ્યાં જાથુક અગ્નિ જાળવવાનો હતો, એ આતશબેહેરાંમનો આકાર વર્તુળ રાખવામાં આવ્યો હતો. પીથાગોરસના અનુયાયીઓ અગ્નિને બહુ માન આપતા, અને આપણા પારસીઓના જેવાજ ગુંબજ નીચે આતશને બળતો રાખતા અને તેના મધ્યબીદુંને વેસ્ટા અને યુનીટીના નામો આપતા. તેઓના પ્રીટેન્યમો (આતશબેહેરાંમો) માં જો કદાચ દૈવયોગે આતશ બુજાઇ જાય, અગર જાથુક બળ્યા કરે તો પણ, મોબેદો જેવું કામ કરનારી પવિત્ર કુમારિકાઓ માર્ચ માસમાં દરેક વર્ષે એક પીત્તલના વાસણમાં સૂર્યનાં કિરણો ભેગા કરી નવા આતશ સળગાવતી જે મોટા આતશબેહેરાંમ (પ્રીટેન્યમ) હોય, તેમાથી થોડો થોડો આતશ આખા રાજ્યના આતશ કદેહોમાં પોહોંચાડવામાં આવતો. વળી થ્યુસા ઇદીદીસ કહે છે કે, થેસ્યસના વખત પહેલાં તો અટીકા રાજ્યના દરેક શેહેરે શેહેર એકેકા આતશબેહેરાંમ હતા. એથન્સ લોકોમાં પણ એજ પ્રમાણે આતશબહેરાંમો બાંધવામાં આવતા.

અસલી ઇરાનીઓમાં આતશ દાદગાં—આતશ આદરાન—અને આતશ બેહેરાંમો ઠેકઠેકાણે સ્થાપવામાં આવતાં હતાં. તેની બાંધણી એવી રખાતી, કે કદિ પણ સૂર્યના કિરણો સીધી કે આડકતરી રીતે પેલા પવિત્ર આતશ ઉપર પડે નહીં. તે વખતના લખનારાઓ એ આતશકદેહોને પીર્યમ (Pyræum)ના નામે લખી ગયા છે. પહેલ વહેલું આતશબેહરામ જરથોરત સાહેબે બલ્ખમાં સ્થાપ્યું હતું. અને એક લેખકના જણાવવા પ્રમાણે તે મુળ પવિત્ર આતશને ઈરાનના અને પછી હિંદુસ્તાનના જુદા જુદા આતશબેહરામોમાં લઇ જવામાં આવ્યા હતા. (F. O. W. 728) ઇરાનમાં પછીથી તો દરેક શેહેરે શેહેર આતશબેહેરાંમો સંખ્યાબંધ થયા હતાં. એલેકઝાંદર ધી ગ્રેટની ઇરાન ઉપરની ચઢાઇ વખતે ઘણા આતશબેહેરાંમો તારાજ થયાં હતાં, અને ઈરાની શાહનશાતને ઉંધી વાલ્યા પછી ૫૫૬ વર્ષ સૂધી આતશબેહેરાંમો નવાં તો થયાંજ નહીં પણ જે હતાં તે ઉપર રોજના દરોરા પડયા કીધા. પણ ઇ. સ. ૨૨૬ માં અરદેશર બાબેકાનના વખતમાં પાછા નવાં આતશબેહેરાંમો થવા લાગ્યાં. એ લાગણી ૪૧૬ વર્ષ સૂધી ટકી રહી, પણ જ્યારે ઇરાનનું તખત ઇ. સ. ૬૪૧ માં આરબોને હાથ ગયું ત્યારથી જરથોસ્તી ધર્મની દુઆ દુઅ સાથે આતશબેહેરાંમો તારાજ થવા લાગ્યાં. ચઢતા કાળમાં આપણા ઈરાનીઓના આતશબેહેરાંમો વગેરે કેટલાં બધાં હશે તેનો ખ્યાલ એટલાથીજ થશે, કે છેક છેલ્લા દહાડાઓ સૂધી "યઝદ" શેહેરમાં પવિત્ર આતશખાંનાઓની સંખ્યા ૩૪ ની હતી. એ તારાજ કરેલા આતશખાંનામાંથી માત્ર આતશ બુજાવી નાંખી, આતશ આતશબેહેરાંમના મકાનોને તે આર-

ઓએ પોતાની મસજીદો બનાવી દીધી હતી. કુદસીહની લડાઇ પછી છેવટની નાહવંદની લડાઇ જાગી, અને ઇ. સ. ૬૫૧ માં યજ્દેજર્દ પાદશાહ માર્યો ગયા બાદ, ઇરાનીઓ પોતાના પાક આતશને લઇ દેશે દેશ ભટકયા. કોઇ વહાણો એક બંદરે તો બીજાં વહાણો બીજે બંદરે હેર્યામાં પડયાં અને આવી અશકત નાહશભાગમાં આતશ પણ જાળવી શકાયા નહીં. તે નાઠેલા પારશીઓ શુમારે ઈ. સ. ૭૦૮ માં હિંદુસ્થાનમાં આવ્યા, અને દીવ બંદરે ઉતર્યા. ત્યાં લગભગ ૧૯ વરસ રહેવા છતાં ત્યાંની આબોહવા સારી ન લાગવાથી કાઠિયાવાડ છોડી ગુજરાત ભણી આવવા તેઓ નીકલ્યા. દીવથી વાહાણમાં બેશી જે એક બંદરે તેઓ શરંજામ પામ્યા, તેનું નામ શરંજામ રાખ્યું, જે પાછલથી અપભ્રંશમાં શંજાણ થયું છે. જે વાહાણમાં તેઓ આવ્યા, તે વાહાણ દરિયામાં અધવચે દુબી જવાની અણી ઉપર હતું, ત્યારે સંસ્કૃત અને અવસ્તા ભણેલા દસ્તુરો નેરીયોશંગ અને બીજા દસ્તુરોએ ખોદાતાલાની સામાન્ય બંદગી કરી ગીરફતારીમાંથી છુટયે અને બેહરામ ઇજદ ફતેહ બક્ષે તો આખી અનજુમન મલી એક આતશબેહરામ બેહરામ ઇજદની નૈયતે બનાવ્યે એવી નૈયત જાહેર કરી. (રે. દી. જ. ૨૨૬). ખોદાતાલાની રેહેમ થઇ, અને તેઓ સહીસલામત સંવત ૭૭૨ ના શ્રાવણ વદ ૯ ને વાર બુધે શરંજામ પામ્યા યાને કે ઇ. સ. ૭૧૭ માં શંજાણમાં આવ્યા. ઘણી ગમ ભુલથી પારશીઓનો શંજાણ આવ્યાનો સને ઈ. સ. ૭૨૭ તથા ઈ. સ. ૭૭૫ લખવામાં આવ્યાં છે તે કેવળ ભુલ શિવાય બીજું કાંઈ નથી. સંજાણમાં તે વેલાએ જાદવરાણા નામે હાકમ રાજ્ય ચલાવતો હતો. રેવરંડ ડા. જોન વીલ્સનના જણાવા મુજબ "જયદેવ" અથવા "વણરાજા" તેજ જાદવરાણા હશે. પણ એ વાત બે રીતે ખોટી ઠરે છે, કેમકે તે જયદેવનું રાજ તો ઇ. સ. ૭૪૫ થી ઈ. સ. ૮૦૬ સૂધી ચાલ્યું હતું, અને તેનું રાજ શરૂ થવાની ૨૮ વરસ અગાઉના પારશીઓ તો શંજાણમાં આવી રહ્યા હતા. વળી એ જયદેવની રાજગાદી શંજાણ જેવાં એક નાહના શેહેરમાં નહીં, પણ અણહીલવાડ પાટણ જેવાં સુર્યવંશી રાજાઓના અસલ રાજધાની શેહેરમાં હતી. માટે શંજાણવાલો જાદવરાણા તે જુદોજ હતો. અલબત તેનું નામ જયદેવરાણા હશે, તેનું અપભ્રંશ "જાદવરાણા" કરીને આપણા લોકોએ વાપર્યું હશે. એ જાદવરાણાએ તેઓનો આદર સત્કાર કર્યો, અને જ્યારે એક દાનાવ દસ્તુરે ૧૬ સંસ્કૃત શ્લોકોમાં તે રાજાને અંજુમન તરફથી હેવાળ કહ્યો, તેમાં ૧૨ મા શ્લોકમાં તે રાણાને એવું જણાયું કે હિંદુ આર્યોની માફક એ પારશીઓ અગ્નિને બહુ માન આપી આરાધે છે, ત્યારે તેણે પારશીઓને અગ્નિકુંડ કરવા ખુશી બતાવી. જેવું જોઇતું હતું તેવું વૈદે ફરમાવ્યું, અને વળી ડુબતાં વાહાણ વખતે માનત લીધેલી, એટલે તમામ અંજુમનનો એક વિચાર થયો, અને દસ્તુરાન દસ્તુર નેરીયોસંગ ધવલે આતશબેહરામની ક્રિયા કેમ કરવી, તેને માટે સામગ્રી કેમ પેદા કરવી, તેની સર્વ તજવીજ કરી સર્વ સાથે સાજેશ કરીને તૈયારી કરવા માંડી. ઉપર પ્રમાણે દીવ બંદરેથી છુટકો પામ્યાની યાદગારીમાં જે આતશખાનું તેઓએ સ્થાપ્યું તેનું નામ એક લખનારના જણાવ્યા મુજબ બેહરામ ઈજદના નામ ઉપરથી "આતશ બેહરામ" એવું આપ્યું. અર્થાત તે પેહેલાં ઇરાનમાં જે આતશખાંના હતાં તેને આતશબેહરાંમ કરીને કહેવામાં આવતું નોહતું, * પણ જ્યારથી બેહરામ ઈજદની નૈયતે આતશખાનું થયું ત્યારથી હિંદુસ્થાનમાં મોટાં આતશખાનાને આતશબેહરામ કહે છે! બાકી ઈરાનમાં "આતશ ગાહ"—"આતશ કદેહ"—"આતશખાંને" એવી સંજ્ઞાથી એવા કેબલાને ઓળખતા હતા. આજે આપણે પવિત્ર કરેલા એકલા કેબલાને, કેબળા વગરના તેને માટેના મકાનને, તેમજ કેબળા અને મકાન બન્નેને માટે આતશબેહરામ શબ્દ વાપર્યે છીયે. એ હીંદુસથાંન મધેના આતશબેહરાંમો કેમ થયાં તેની વીગત નીચે પ્રમાણે છે:—

* જે એમજ હોય તો આતશની નીયાએશ પણ હિંદુસ્થાનમાં આવ્યા પછીજ, ગાથા મધેથી સારાં વાકયો ભેગાં કરી વધઘટ કરી નેરીયોસંગ દસ્તુર જેવાએજ બનાવી હોય, કેમકે એ ન્યાએશમાં તો "**આતશબેહેરામ આદરફરા**" એવું વાકય આવે છેજ. ત્યારે ઉપર જે કહેવામાં આવેલું છે તે મનામ એવું લાગતું નથી.—શો. મ. દે.

## ૧ લાં આતશબેહરામ—ઉડવારેનાં.

આતર્શ્ વોઈ મઝ્દાઓ અહુરહ્યા અહી, મઇન્યેઉશ્ વોઇ અહિયા સ્પેનિશ્તો અહી. (મોટી હફ્તન યશ્ત)

(ઓ આતશ ! તું તો દાદાર હોરમજ્દની એક નિશાન છે. ઓ આતશ ! તું તો તે મીનો દાદાર હોરમજ્દની સૌથી સરસ વૃદ્ધિ કરનારી એક નિશાન છે.)

હીંદુશથાંન મધે બંધાયલાં બધાં મલીને આઠ આતશબેહરાંમોમાં શઉથી પુરાંણું અને પેહલ-વેહલું આએ શ્રી ઉદવારા ખાતેનું આતશબેહરાંમ છે અને તેને લગતી વીગત પણ ઘણી પુરાંણી અને જાંણવા જોગ છે—તે હેવી રીતે કે જરથોશતીઓનાં અશલ વતન ઈરાંન મધેથી જેહારે જરથોશતી પાદશાહાત ખતમ થાઈ અને તાંહાંની જરથોશતી વસતી બાહાર વીખરાઇ ગેઈ તેવારે જરથોશતીઓનો જે કેટલોક ભાગ આ હીંદુશથાંન તરફ ઉતરી આવેઓ હતો–તે ટોલાં તરફથી એ પુરાંણાં આતશબેહરાંમને અતરે અશથાપવાની પેહલ વેહલી શરૂઆત થાઇ હતી. તે અતરે આવેલા જરથોશતીઓને માટે હેવું કેહવામાં આવેચ કે—જેવારે દઅજદજરદ પાહાદ-શાહની પાહાદશાહીનું જોર ઘણું ઓછુ થાઈઉ તેવારે શરવે કોઇએ જાંણીઉ જે હવે આપણી પાદશાહી પુરી થાઈ તેથી કેટલાએક જરથોશતીઓ પોતાનો ધરમ સાચવવાની મતલબથી પોતા પાશે જે ધરમ પુશતકો વગરે ધરમને લગતું હતું તે લેઈ પોતાનાં ઘેરબાર છોડી પોતાનો માલ મતા લેઈને ઇરાંણથી નીકલીને તેજ લતા તરફ પાહાડોની જગોમાં જાઇને તાંહાં એકશો વરશ શુધી રહેઆ હતા પણ તે જગોએબી મુસલમાંનોનો દોર વધુ પોંહોચેઓ તેથી સંધલાઓ વીચાર કરીને પાહાડોમાંથી નીકલીને એક "હોરમજ" નાંમનું શેહેર હતું તાંહાં જાઇને પંદર વરશ શુધી રહેઆ, તાંહાં પણ ઠીક નહી પડેઆથી કેટલાકોએ વીચાર કીધો કે હીંઆં પણ આપણો ધરમ સારી રીતે જલવાશે નહી વાસતે આપણે હીંદુસતાંન તરફ જાઈયે. હેવો વીચાર કરીને "હોરમજ" શેહેરથી વાંહાંણોમાં બેસીને હીંદુસતાંન તરફ આવેઆ અને પેહલ વેહલા "દીવ" નામનાં શેહેરમાં ઉતરેઆ. એ જગોએ તેવો ઓગનીશ વરશ વરશ શુધી રહેઆ હતા, તેટલા વખતમાં તેવો મા-હેલા નેરીઓશંગ ધવલ નામનો એક દશતુર તથા બીજા દાંનાવો શંસકરત અને ગુજરાતી ભાશાઓ શીખેઆ હતા. હવે તે જગાની આબો હવા તે શંધલાઓને પસંદ નહી આવે આથી હેવો વીચાર કીધો કે આપણે શનજાંણ શેહેરમાં જાઇએ. આ ઠેડાવ પરમાણે તેવો તાંહાંથી વાંહાંણોમાં બેશીને નીકલેઆ પણ તેટલામાં એક મોહોટું તોફાંન થાઈ આવેઆથી શંધલાઓ ડુબી જતા હતા. આ વખતે તેવો શધલાઓએ એકદીલ થાઇ, પોતાના અશલના રાબેતા પરમાણે હરેક આફતને શમે જેમ ખોદાતાલાની મદદ માંગવાનો તેવોમાં સરેસતો હતો—તેમ આ વખતે વાંહાંણોમાં શાથે મલી ખોદાતાલા આગલ આજેજી કરી દોઆ માંગી કે આપણે સલાંમતીથી શંનજાંણ પોહોચીએતો તાંહાં જાઈને "એક આતશબેહેરાંમ બનાવીએ" હેવી નઇઅતથી તેવો તોફાનમાંથી બંચીને (વલી એક બીજા લખનારની તવારીખનાં શને પરમાંણે તો; હીંદુઓનાં સંવત ૭૭૨ નાં શાલમાં શરાવણ વદ ૯ ને બુધેને દીને સનજાંણ ખાતે આવી પુગા, તાંહાંનો રાજા "જાદી રાંણા" નામનો હતો તેની હજુર કેટલુક નજરાંણું લઇને તેવોમાંથી કેટલાએક દાનાવો અને નેરીઓશંગ ધવલ-ગીઆ, અને તેની ઉપર દોઆ કીધી અને કહીઉ કે હમોએ શાંભલીઉ છે કે તું ઘણો દએઆલુ રાજા છે અને હમો હમારો ધરમ સાચવવાનાં સબબથી હમારૂ વતંન છોડીને અતરે આએઆ છઇએ તેથી હમુને હીઆં ઉતરવાની જગો મેહેરબાંની કરી આપવી. એ ઉપરથી તે રાજાએ તે લોકોને હેવો જવાબ દીધો કે હું તમોને જે કેહું છું તે માહારી શંધલી બાબતો તમો કબુલ કરો—તેમાં પેહેલું એકે તમારો ધરમ શું છે તે મહને શમજાવો; બીજું એકે, તમારી

ઈરાંણી બોલી મુકીને હીંદુસતાંનની બોલી બોલો; તરીજું એકે, તમારી ઓરતોને હમારી ઓરતોનાં જેવો પોશાક પેહેડાવો; ચોથું એકે, તમો હથીઆર બાંધો છેઓ તે નહી બાંધો; અને પાંચમું એકે, લગનની વખતે તમો શુતરે કરીને નેકાનાં ગાંઠ બાંધો; એ પાંચ વાતનો માહારી શાથે કોલ કરાર કરોતો માહારાં શેહેરમાં તમોને પસંદ પડે હેવી જગો તમોને રેહેવાને આપું. એ વખતે સઘલાઓએ વીચાર કરીને તે પાંચે બોલીઓ, કશી અડચણ ભરેલી નહી દીશેઆથી તે રાજાનુ માંગવું કબુલ કીધું, તેથી તેણે તાંહાં તેઓને વશવાને શારૂ જગો કરી આપી. એ રીતે શનજાંણમા ઠરીઠાંમ થાઆ પછે તેવોએ પોતાના ઠેડાવ પરમાંણે તે જગોએ એક આતશબેહરાંમ બનાવવાનો વીચાર નકી કીધો અને તેને શારૂ તેઓમાંના કેટલાક ડાહાપણ વાલા પુરૂશો તે જાદી રાંણાં પાશે વાત કરવા ગીઆ, અને તે રાજાને શંશકરત ભાશામાં જરથોશતી ધરમની કેટલીક ખુબીઓ કહી શંભલાવી—તે વાત શમજીને જાહારે તે રાજા ઘણો ખુશી થાએઓ તેવારે તેવોએ કહેઉં કે હમારો વીચાર અતરે એક આતશબેહરાંમ બનાવાનો છે, પણ તે હેવી રીતે કે તે જગો ઘણી હલાયદી હોવી જોઇએ, અને તાંહાં કોઇ પણ હીંદુ અથવા પર કોમ વાલા આવી શકે નહી હેવો બંદોબશત થાવો જોઇએ. તે ઉપરથી તે રાજાએ તે વાત કબુલ રાખીને એક હલાએદી જગો કરી આપી. તેથી જરથોશતીઓએ શરવે દીન ધરમની કીરીઆ કરીને તાંહાં આતશ બેહેરાંમ અશથાપેઆં. તેની આગેવાંની પેલા દશતુર નેરીઓસંગ ધવલે કીધી હતી. એ આતશબેહરાંમનુ નાંમ "ઈરાંન શાહ" કરી તેવોએ રાખેઉં હતું—અને તે રોજ ૯ મો માહા ૯ મો સને ૯૦ યજદજરદી, તથા હીંદુ સંવત ૭૭૭ ને દીને તઇઆર થાએઉં હતું.

એ પછે ૩૦૦) વરશ શુધી તે શંઘલી જરથોશતી વશતી તાંહાંજ વશી હતી, પણ તે બાદ કેટલાક લોકો તાહાંથી નીકલીને નવશારી, અકલેશર, ભરૂચ, ખંબાત વીગરેનાં ગામોમાં જાઈ વશેઆ હતા અને બીજાઓ શંનજાંણ મધે બધાં મલી નજદીક છશો વરશ શુધી રહેઆ હતા. તેટલામાં યજદેજરદી શને ૭૦૦ નાં શાલમાં શણજાંણ ઉપર મુશલમાંનો ચઢાઇ લઈ આવેઆ અને તેમની તીશ હજાર લશકરની ફોજ શનજાંણનાં રાજ ઉપર લડાઈ કરવા આવી તે વેલાએ જાદી રાંણાની ઓલાદના તે વેલાના હીંદુ રાજાએ શનજાણ મધે વસતા જરથોશતીઓને બોલાવીને કહેઉં કે હમારા વડવાઓએ તમોને આ ગાંમમાં વશવાની જગો આપી હતી તેથી આ વખતે તમોએ હમોને મદદ કરવી જોઈએ. તે ઉપરથી તે જરથોશતીઓએ કહેઉ કે હમે તમારા વડવાનાજ કોલથી હથીઆર નહી બાંધવાને બંધાએલા છેઇએ; તેથી તે કોલ રદ થાએતો હમે હથીઆર બાંધી લડીએ—તે પરમાંણે તે રાજાએ પોતાનાં વડવાનો કોલ રદ કરીને તેવોને હથીઆર બંધાવેઆં. તે વેલાએ ૧૪૦૦) પારશીઓ કુલ લડાઇનો અશબાબ બાંધીને તઇઆર થાએઆ અને તેવોમાંનાંજ એક અરદેશર નામના જરતોશતીને તે રાજાનાં કુલ લશકરની શરદારી આપીને તેને વડો શરદાર કરેઓ હતો—તે શરદારે માતર આટલી નાંઘલી ફોજ શાથે બબે વાર મુશલમાનોનો હલ્લો હટાવીને તેવોને હરાવેઆ હતા; પણ ફરીથી તરીજી મરતબે મુશલમાંનોએ મોટો હલ્લો કરીને પેલા પારશી શરદાર અરદેશરને ઠાર કરેઓ તથા રાજાના લશકરની ખુવારી કીધી તેથી તેમની હાર થાઈ, તે વખતે શનજાણ મહમદીઅનોએ છહતી લીધું હતું. હવે જે વેલાએ શનજાંણમાં એ લડાઇની શરૂઆત થાઇ હતી તે વેલાએ કેટલાક જરથોશતીઓએ આગમચથી પેલા આતશબેહરાંમને તાંહાંથી ઉઠાવી લઈ જાઇને એક "બાહારૂત" નામના પાહાડ ઉપર રાખેઆ હતા—અને જાહારે શનજાંણ મુશલમાંનોને અશતેક થાએઉ તાહારે શંઘલી જરથોશતી વશતી પણ તે પાહાડપર જાઈ રહી હતી. બાર વરશ પછે તે પાહાડપરથી નીકલીને તેવો શઘલાઓ "વાંસદા" ગાંમમાં ગીઆ હતા—તાંહાં શઘલાં ગાંમેગા-

મના જરથોશતીઓ આતશબેરાંમનો શેજદો કરવા આવતા હતા તેવોમાં શ્રી નવશારી વાલા ચાંગા આશા નાંમના એક બુજરોગ બેહદીન પણ આવતા હતા, તેવોએ તે જરતોશતીઓને એ આતશબેહરામ શ્રી નવશારી ખાતે લાવી રાખવાને શહમજાવેઉં, તે તેવોએ કબુલ કરી યજદેજરદી શને ૭૮૮ માં અથવા સંવત ૧૪૭૫ નાં આખાડ શુદ ૫) ને વાર બુધેને દીને આતશબેહરાંમ શ્રી નવશારી ખાતે લાવી રાખેઆ હતા. તાંહાં તરણશો વરશ પછે લુટારાઓના જોરને લીધે એકવાર સંવત ૧૭૯૦ થી ૧૭૯૨ શુધી બે વરશ શુરત ખાતે એ આતશબેહરાંમ લઇ જાવામાં આવેઆ હતા, પછે પાછાં નવશારીમાં લાવેઆ તેટલામાં તાંહાં ભગર સાથનાં મોબેદોમાં પોત પોતાના પંઠક વીશે વાંધો પડેઆથી શંવત ૧૭૯૬ માં પેલા શંનજાંણાંઓ નવશારીથી એ આતશબેહરાંમને ઉઠાવીને "વલશાડ" ખાતે લાવેઆ હતા. પણ શરવે જુદા જુદા પંઠકવાલા મોબેદોએ શઉ શઉની હદ વેંહચી લીધેલી હતી તેથી તે વલશાડની હદ શનજાણાઓની શતામાં નહી આવેલી હોવાથી તાહાં માતર બેએજ વરશ રહીને તેવો પાછા પોતાની હદની અસલ "ઉઠવારાં" ને નાંમે બોલાતી જગો તે હાલના "ઉડવારા" ગાંમમાં યજદેજરદી શને ૧૧૧૧ અથવા સંવત ૧૭૯૮ નાં શાલમાં લઇ ગઆ હતા, તે વેલાએ જે મકાંનમાં એ આતશબેરાંમ રાખેઆ હતા, તે મકાંન પરથમમાં ઘણું નાંઘલું જેવું નારગોલના એક જરથોશતીએ બંધાવ્યું હતું. તે ૫-૭ વરશ પછે શુરતના એક જરથોસ્તીએ જરા મોટું બંધાવ્યું હતું. તે પછે વલી મુંબઈ-વાલા શેઠ જમશેદજી નાનાભાઇ શપલાએ તેથી જરા મોટું ઈસવી સને ૧૮૭૨ માં બંધાવ્યું હતું. પણ યજદેજરદી શને ૧૧૯૯ માં મુમબઇ વાલા શેઠ દાદાભાઇ તથા મનચેરજી પેશતનજી વાડી-આજીએ ૩૨૫૦૦૦) ખરચીને તે મકાંન નવેશરથી બંધાવીને મોટું કુશાદે બનાવેઉ હતું. તેમજ કેટલોક જાથુકનો ખરચ ચલાવાને પણ એજ શેઠોની તરફથી કેટલીક મદદ કરવામાં આવતી હતી. અને આજનું સર્વથી છેલ્લું ગંજાવર અને અશલી ઈરાંની ઇમારતોની ઢપનું મકાન એ નૂરી કેબલાને માટે યજદેજરદી શને ૧૨૬૪ માં મરહુમ બાઈ મોટલીબાઈ જેહાંગીરજી વાહાડયાએ બાંધી આપેલું છે, તેમાં એ જુનો નૂરી કેબલો ગુલજાર બળતો રહ્યો છે.

## ૨ જાં આતશબેહરામ—શ્રી નવશારીનાં.

"ગોર્જે ખોરેહ્ અવજાયાદ, આતશ્ બેહેરામ્ આદર્ ફરા=બુજર્ગ આતશબેહરામના આતશનો પ્રતાપ અને ખોરેહ જીઆદે થાવ!

નવશારી ખાતેથી પેલા ઇરાંનશાહ નાંમનાં આતશબેહરાંમ લઇ જાવામાં આવેઆ પછે નજદીક ૨૬) વરસ નીકલી ગીઆ બાદ એક વાર હેવો બનાવ બનેઓ કે ઇઅજદેજરદી શને ૧૧૩૪ નાં શાલમાં રોજ ૩ જો માહા ૧ લાને દીને જાહારે હર વરશનાં શરેશતા પરમાંણે તાંહાંની દરેમેહેર મધે રપીથવન ઇજવાનુ જશન હતું તે જગોએ બીરાજેલા જરથોશતીઓમાં તાંહાંના દેશાઇ ખુરશેદજી ટેમુલજી પણ હતા—તેવોને અનજુમનની તરફથી તે જગોએ હેવી ખાએશ બતલાવવામાં આવી કે અતરે એક આતશબેહેરાંમ બનાવવામો આવેતો સારૂં—તે ઉપરથી તેવોએ જવાબ દીધો કે ઘણું થાએઉ માહારો પણ હેવોજ વીચાર છે, તેથી તમારી બધાની મરજી હોએતો એ પાક મકાંન હું બનાઉ—તે ઉપર અનજુમને પોતાની ખુશી બતલા-વેઆથી દેશાઇજીએ તેજ વખતે, તેજ જગોએ એક આતશબેહેરાંમ અશથાપવા માટે તનદરો-શતી ભણાવી. એ પછે દીનનાં દફતરોની શોધ કરીને દશતુર શોરાબજી રૂશતમજી મેહેરજીરાંણાં વાલા પોતાના કેતાબખાનામાંથી પેહેલવીની, તથા પાજંદની કેતાબો લાવેઆ અને બીજા દશતુર બરજોરજી દારાબજી કેટલીક ફારશી કેતાબો લાવેઆ તેમાંથી બધી વીગતો વાંચી લઈને શરવે નકી કીધા પછે—દશતુર શોરાબજી રૂસતમજી પાશે ૧૦૦) મોબેદો તઇઆર કરાવેઆ,

તેવો શેઠે યજદેજરદી શને ૧૧૩૪ માં રોજ ૧ લો માહા ૪ થા ને દીને ક્રીરીઆક્રાંમ જારી કરાવેલો તે યજદેજરદી સને ૧૧૩૫ માં પુરૂ કરી તે વરશમો રોજ ૧૭ મો માહા ૨ જો—શવંત ૧૮૨૨ ના માગશર વદ ૬ ને વાર શોમેને દીને આતશબેહરાંમ શાહેબને તખતેનશીન કીધા; તેની દશતુર શોરાબજી રૂસતમજી મેરજીરાંણાંએ પેહલવેલી બોએ દીધી, અને જશનની ક્રીરીઆ તમામ કીધી. એ વેલાએ ઘણાક જરથોશતીઓ ગાંમે ગાંમથી શુરત, ભરૂચ, અકલેશર વીગરેના ઠેકાંણેના આવી ભેગા થાએઆ હતા—અને તેવોએ શઉએ પોતપોતાની શકતી મુજબનો હદીઓ આતશબેરાંમ શાહેબને ચહાડાવેઓ હતો. એ આતશબેહેરાંમના જાથુકનાં કાડી, તેલ વીગરેનાં ખરચને શારૂ મજકુર દેશાઇજીએ મોહોટી જાગીર હલાએદી કાહાડેલી છે, તેની ઉપજ-માંથી શરવે ખરચ થાય છે. એ આતશબેરાંમની શાલગરીનો દીવશ દર વરશે નવશારીની આખી અનજુમન એક મોહટાં જશનની માફક તેહવાર દાખલ પાલે છે. અને શઉ પોત પોતામાં જશનો કરે છે. એ આતશબેહરામ તખ્તે બેઠા તે વેલાએ લુહાર, શોની, વગેરેના તમામ કારખાંના બંધ પઢાવામાં આવ્યાં હતાં, અને પાછલ પણ ઘણા વરસો સૂધી આતશબેહરામના પરબને દહાડે એ કારખાંના દેશાઇઓ પોતાની સત્તાના જોરથી બંધ રખાવતા જેને તેઓ "પરબ પલાઉં" કરી કેહતા. એ આતશબેહરામની ક્રિયામાં ભાગ લેનાર શાયર શાપુરજી શંજાણા પણ હતા, તેઓએ એ આતશબેહેરામનો કિસ્સો ફારશી બેતબાજીમાં લખ્યો છે તેમાં લખે છે કેઃ—"હમે મરદુમ દોઆ કરદેહ બ ખોરશેદ, કે અએ સરદાર બાશીતા તો જાવેદ. નીશાંનીદ આતશેબેહરામ મીનો, ખોદાયા મરવરાદારી તો નીકો." એ વીગેરે સુંદર હકીકત છે. તે વખતે પરથવાની ક્રિયામાં આવનારાઓએ ખરશેદજી દેશાઇને જે ચાંલ્લો કર્યો હતો તેની તપશીળ ઉપર એ દેશાઈજી પોતાના સંવત ૧૮૨૨ ના રોજ મેળ પા. ૪૨ ઉપર લખે છે કેઃ—"૧૭૧૯ ઘર ખાતે શ્રી આતશબેહેરાંમ નવા તખતે અગીઆરીમાં બેશાડા તાર સુરત વગેરેના લોક આવા તેહોએ જીનસ નજર કરી તેના આવા." વળી તેજ પ્રમાણે એ દેશાઇજી સંવત ૧૮૨૨ ના ચોપડાને પાને ૪૭ ઉપર લખે છે કેઃ—"૧૫૫૨॥। ઘર ખાતે ખરચ શ્રી આતશબેહેરાંમ નવા બેસાડા તેવાર સુરત વગરેનાં લોક આવા તેણે આપણને જીનશ નજર કરી તેનો અવેજ આપણે આપો તેના રૂ.૧૫૫૨॥।" એ આતશબેહરામ વખતે સુરત ભરૂચ વગેરે શેહેરોથી આવેલા શેઠીયાઓ માટે શીધો સામાન આપ્યા બદલ લખે છે કેઃ—"૪૨૧॥≡॥ ઘર ખાતે ખરચ શ્રી આતશબેહરાંમને તખતપર બેશાડા તે વાર શેઠ શ્રી વગેરે આવા તેને તથા બીજા લોક ભરૂચ વગેરેના આવા તેને શીધો રોજ ૪ લગી આપો તેના." એ પ્રમાણે રોજ મેલ સંવત ૧૮૨૨ પા. ૪૫ ઉપર તેવણે લખ્યું છે. એ આતશબેહરામના ખરચ માટે દેશાઇજીઓએ ત્રણ જુદા જુદા વજીફા કાઢેલા છે. એ આતશબેહરામ બનાવતી વેલા સુરતના અને ભરૂચના લોકોને અણગમતું થયું હતું, કેમકે સુરત અને ભરૂચ જેવાં મોટાં શેહેરો નૂરી કેબલા વગર રહે, અને નવસારીમાં આતશબેહરામ થાય, એ તેમનાથી સહન થઇ શકયું નહીં. તેથી જેમ ૮ મા મુંબઇના આતશબેહરામ વખતે વીજલીના લોઢાની પંચાતી ચાલી હતી, તેવી તે વેલાના સુરતના કેટલાક શેઠયાઓએ તકરાર ઉઠાવી. પણ જ્યારે વીજલીનો આતશ મળી આવ્યો, ત્યારે તેમની ખાત્રી કરવા સારૂ ટુકડાઓ નવસારીથી મોકલવામાં આવ્યા હતા. વળી મુંબઇના ૮ મા આતશબેરામની માફક એ આતશબેહરામ સામે વાંધો ઉઠયો હતો. "એજ મુજબનો એક બનાવ નવસારીમાં ઈ. સ. ૧૭૬૫ માં દેશાઇ ખુરશેદજી ટેહમુલજીએ આતશ-બેહરામ પરઠાવ્યા તેયારે પણ બન્યો હતો, તે એમ કે ઉદવારેના દસ્તુર મોબેદોએ તે વેળાએ પણ એમ વાંધો ઉઠાવ્યો હતો કે આખા દેશમાં એકજ આતશબેહેરાંમ જોઇએ, અને એક થયલા છે એટલે બીજે કેડે નવા પરઠાય નહીં; સબબ એક મુલુકમાં બે પાદશાહ હોય નહીં."
—એ આતશબેહરામ થયા તે વેળા સર્વ લોકને ન્યાતનું જમન આપવામાં આવ્યું હતું.

ઈ. સ. ૧૭૬૫ માં એ દેશાઈજીએ લાકડાંનો ગુંબજ તથા આતશબહેરામનુ મકાન બાંધ્યું હતું. તે પછી એવણના બેટા મનોચેરજીએ પોતાના મિત્ર વાહાડયાજીની કંઇક મદદથી ઈ૦ સ૦ ૧૮૦૯ માં આતશબહેરામનું મકાન તથા ગુંબજ સારો બનાવ્યો. પછી ઈ૦ સ૦ ૧૮૫૯ માં દેશાઇ ટેહમુરસજી જમશેદજીએ એ મકાન સમરાવી નવો ગુંબજ બનાવ્યો, જે હજુ મોજુદ છે. એ ઉપરાંત દેશાઇઓ જમશેદજી મનોચેરજી—એદલજી નવરોજી—તથા કાવસજી એરચજીએ એ મકાનમાં સમારકામ તથા કંઇક ફેરફારો કરાવ્યા હતા. ઈ૦ સ૦ ૧૭૭૬ માં નવસારીમાં લુ-ટારૂઓની મોટી ધાડ પડી ત્યારે આગળાં આતશબેહેરામની માફક એ દેશાઇજીવાલાં આતશ બેહરામને પણ એજ વરસમાં સુરત લઇ જઇ શેઠ દાદાભાઇ માણેકજી શેઠની હવેલીમાં સંતાડવામાં આવ્યા હતા.

## ૩ જાં—મુંબઈ મધેના શેઠ દાદી શેઠવાલાં આતશબેરાંમ.

મુંબઇમાંના પરખેઆત દાદીશેઠનાં ખાંનદાંનમાંના શેઠ દાદાભાઇ નશરવાનજી શેઠનાએ પોતીકા હમદીનોને વાશતે પેહલ વેહેલું ધરમનું કાંમ શાલે ૧૧૪૦ યજદેજરદીમાં એવું બજાવીઉં કે કોટના તાડ ઇશટરીટ નામના મોહોલામાં જાંહાં પાલનજી દોરાબજી રાણજીનું ઘેરછે, તે મીલકત જારે આ શેઠની હતી તારે તાંહાં આતશ આદરાનની પાક દરેમેહર બંધાવીને જરતોશતીઓને એબાદત કરવા ખુલી મેલી હતી. આ દરેમેહેર શેહેનશાહી તથા કદમીઓના તડાં મુંબઇમાં પડે આ આગમજ બંધાઇ હતી તેથી તેની ક્રીરીયા નોશારી તાબેના મોબેદોએ કીધેલી કહેવામાં આ-વેચ. આ પવીતર કેબલાને માટે દાદીશેઠનાં ગુજરવા બાદ તેમના શકરમી પુતર શેઠ અરદેશરે શાલે ૧૧૭૨ યજદેજરદીમાં શેઠ નશરવાનજી રૂશતમજી બનાજીની પાશેથી વેચાતાં લીધેલાં હાર-મબી રો નામના કોટેકોટવાલાં હવડેનાં મકાન ઉપર એક મજબુત ઇમારત બંધાવીને યજદેજરદી સને ૧૧૭૩ માં એ દરેમેહેર તાંહાં લાવેઆ, અને તેની ક્રીરીઆ પાછળથી કદમી મોબેદો પાશે કરાવા માંડી. હવે હેવું જણાએચ કે મુંબઈ મધે જરથોશતીઓમાં શેનશાહી તથા કદમીનાં બે તડાં પડેઆથી જાહારે નવો રોજ માહા ચાલુ કરવા માટે ક્રીરીઆની અગત પડી તારે તેવાજ તરીકા-ના આતશબેહેરામ સથાપવાનું નીસચએ થવાથી એજ શેઠે કોટની બાહાર ફનસવાડી નામે ઓ-ળખાતી જગો આગળની ઓતેદીગાર નામની વાડીનું એક મકાન વેચાતું લીધું અને તેની અંદર એક માહાભારત મકાન પોતાના ખરચથી બંધાવીને આતશ બેહેરામ શાહેબને રોજ ૧૭ મો માહા ૧ લો કદમી અને ૧૧૫૨ નું યજદેજરદી શાલ ગનીને તખત નસીન કીધાં. જેની સઘળી ક્રિયા મુલ્લાં કાઉશ રૂસ્તમ જલાલે કદમી તરીકા પ્રમાણે કરી હતી. એ પ્રમાણે મુંબઈમાં એ પહેલ વેહેલા શ્રીજી થયા હતા. એના મકાનની ફારશી તખ્તી જેના બેતોની ઈબારત મરહુમ મુલ્લાં ફીરોજે જોડેલી છે તેની છેલી લીટીમાં પેહેલવી ઉપરથી "આતશવરહેરામ" એવો શબ્દ ગો-ઠવી ફારશી ભાષાના અબજદના કાયદાથી તે શબ્દની ગણત્રી ૧૧૫૩ની કરેલી છે, અને ૧૧૫૩ યજદેજરદીમાંજ એ આતશબેરામ પરથાયા પણ હતા. એનું મકાન અજુંમનની સભાના ઉપયો-ગમાં પણ આપવામાં આવેલું છે. એના ક્રિયા કામ સારૂ સુરતથી મોબેદોને મુંબઇ બોલાવામાં આવ્યા હતા. એ પ્રમાણે કદમીઓના **પેહેલા** તેમજ મુંબઈગરાઓનાં **પેહેલા** એ આતશબેહરામ છે.

## ૪ થાં—શેઠ દાદાભાઈ નશરવાનજી મોદીનાં સુરતનાં આતશબેહરાંમ.

શેઠ દાદાભાઇ નોશરવાનજી મોદી જારે ૫૦ વરશની વએના ગુજરી ગએઆ તયારે તેમના મેહેરબાન માતાજી નવાજબાઈએ એક પુનવંતા કામની એવી સોચના કીધી કે આ મરહુમની નાંઅતે આતશબેહરાંમ બાંધવા. એતેફાક એવો બન્યો કે તે બાઇ તો ગુજરી ગીઆં પણ, તે-ઓની વીધવા વહુ જાઇજી મોદને પોતાના પીઆરા ભરથારના પુન માટે આ માહાભારત કામને

માથે ઉઠાવી લીધું, અને પોતાના ભાઈઓ વાડીયાજી શેઠ હોરમજી બમનજીની તેમાં સામેલગીરી મેલવીને આ મરહુમ શેઠ દાદાભાઈ નશરવાનજી મોદીની ઠાપણ મધેથી મોટો દરવીઅ ખરચીને સુરત મધે શેહેરમાં શઇએદપરી ભાગલ આગલ, શેનશાહી જરથોશત્તીઓનું એક આતશબેહેરાંમ બંધાવી, એ પવીતર કેબલાને રોજ ૧૭ મો માહા ૨ જો શેહેનશાહી શાલે ૧૧૯૩ યજદેજરદી–તા૦ ૧૯ મી નવેમબર શને ૧૮૨૩ ઈસવીને દીને દસતુરજી સાહેબ એદલજી દોરાબજી સંજાણા હસ્તકની ફીરીઆથી તખત નસીન કીધા હતા.

હવે એ આતશબેહેરાંમ બંધાતી વખતે બન્યું એમ, કે શેઠ દાદાભાઈ નશરવાનજીના વીધવા બાઇ જાઈજીએ પોતાના ભાઇઓ શેઠો જમશેદજી તથા હોરમજી બમનજી વાહાડયાજીની મારફતે સુરત ખાતે શેહેનશાહી જરથોસ્તીઓ સારૂ એ આતશબેહરાંમ પરઠાવાની, સુરતની અંજુમન પાસે રજા મેળવી. એજ વખતે કદમીઓ વાસ્તે બીજા એક એલાહીદા આતશબેહરામ બાંધવાની તૈયારી ત્યાંનાંજ એક શેઠીયા પેશતનજી કાલાભાઈ વકીલે પણ કરવા માંડી. આથી સુરતમાં ભારે ચરચા ચાલી રહી કે એક શેહેરમાં બે પાદશાહ કદિ બનેજ નહીં. ચરચા વધતાં બાઇ જાઈજી તરફથી તેમના ભાઇઓએ ઈ૦ સ૦ ૧૮૧૯ માં રૂા. ૨૫૦૦૦ની નુકશાનીનો દાવો બાંધી સુરતની અદાલતે શેઠ પેશતનજી કાલાભાઇ ઉપર આતશબેહરાંમ બાંધતાં અટકાવ કરવાની ફરીયાદી મંડાઈ; કેઃ—(૧) આજથી સાત વરસ પેહેલાની તેઓએ આતશબેહરામ પરઠાવવાની પરવાનગી અંજુમન પાસે માંગી હતી અને તે મેળવી હતી. (૨) પ્રતિવાદી તો પંચાતના અકાબરોની પરવાનગી વગર આતશબેહરાંમ કરે છે. (૩) એક શેહેરમાં બે આતશબેહરામ થાયજ નહીં. આ મુકદ્દમો સુરતના જડજ મી. જી. ડબલ્યુ એન દરસન હજુર નીકળ્યો હતો. શેઠ પેશતનજી કાલાભાઇ તરફથી એવો બચાવ લાવવામાં આવ્યો હતો, કે (૧) તેવણ થોડુકની વાત ઉપર ભય ભરેલી માંદગીમાંથી ઉઠયા, ત્યારે આતશબેહરામ પરથાવવાની માનતા લીધી હતી. (૨) હમારો ટોળો શેહેનશાહીથી જુદો યાને કદમીનો છે, અને જો કે સુરતમાં કદમી કરતાં શેહેનશાહીઓની વસ્તી વધારે છે, તોપણ મુંબઈમાં પણ કદમી કરતાં શેહેનશાહી વસ્તી વધતી છતાં ત્યાં કદમીઓનાજ આતશબેહરામ પેહલા થયલા છે. (૩) એક શેહેરમાં બે આતશબેહરામ બંધાવવાની હમારા ધર્મ પ્રમાણે કાંઇ પણ મનાઈ નથી. (૪) આતશબેહરામ પરઠાવવામાં પંચાતની પરવાનગી લેવાની કશી જરૂર નથી. મુકદમો ચાલતાં પ્રતિવાદીના લાભમાં ચુકાદો આપવાને કેટલાક જરથોસ્તીઓએ અરજી આપી, અને અરદીબેહસ્ત મહિનો જે આતશબેહરામ પરઠવાનો મહિનો છે તે વીટી જશે તે માટે જલદી ચુકાદો ચાહ્યો. વળી વાદીઓ તરફથી મોદી ખુરશેદજી દોશાભાઇ, દસ્તુર દાદાભાઇ રૂસ્તમજી અને **સુરતના** ૧૬૦૦ જણાએ એક મેહજર કોર્ટમાં રજુ કર્યો, કે વાદીઓએ પંચાતની સલાહથી પરવાનગી માંગેલી છે. અને એક શેહેરમાં કદિ બે આતશબેહરામ થયલા નથી, વિ. વળી વાદીઓ તરફથી, **નવસારીથી** પણ ૨૫૦ શહીનો એક મેહજર દસ્તુર નોશેરવાનજી શેરાબજી વગેરેની શહીનો કોર્ટમાં રજુ થયો, કે "નવસારીનું આતશ બેહરામ ત્યાંની અનજુમનની પરવાનગી લઇ બાંધવામાં આવ્યું હતું, અને તે માટે એવી પરવાનગીની જરૂર છે. અમારા વડવાઓના રેવાજ મુજબ એક શહેરમાં બે આતશબેહરામ થાયજ નહીં." **ભરૂચથી** પણ એવીજ મતલબનો ૪૦૦ શહીનો મેહેજર દસ્તુર અસ્પંદીઆરજી કામદીનજી વગેરેની શહીનો આવ્યો હતો. તેવોજ એક મેહેજર **ઉદવાડેથી** ૩૭ શહીઓનો આવ્યો હતો. ઘણા જણાઓ એક યા બીજા પક્ષમાં સાક્ષી આવ્યા હતા. ઘણા ઘણા મેહજરો રજુ થયા, પણ છેવટે ઇ૦ સ૦ ૧૮૨૨ માં કોર્ટે ચુકાદો તમામ શેઠ પેશતનજીના લાભમાં આપ્યો. આ ઉપરથી સદર અદાલતમાં વાદીઓએ અપીલ કરી ત્યાં એવી સમજુતી માંહો માંહે જડજ મી૦ જેમ્સ સધરલેંડે કરાવી, કે બેઉ જણે આતશબેહરામ તો બાંધવા, પરંતુ વાદીઓએ પહેલ

વેહેલાં યાને તા૦ ૧૯ નવેંબર ૧૮૨૩ ને રોજે પરથાવવા અને પછી ગમે તે રોજે શેઠ પેશતનજીએ કદમીઓના પરઠાવવા.

એ પ્રમાણે સુરતમાં પેહેલ વેહેલા આતશબેહરામ મરહુમ શેઠ દાદાભાઇ નશરવાનજી મોદીની નૈઅતે તેમના વીધવા બાઇ જાજીએ તા૦ ૧૯ નવેંબર ૧૮૨૩ને દિને આતશબેહરામ પરઠાવી તેના ખરચને માટે રૂ. ૧૫૦૦૦ નો વજીફો કાઢી આપ્યો. એ આતશબેહરામ પરથાયુ તે વેળાએ લુહાર, સોની વગેરેના તમામ કારખાના બંધ રખાવ્યાં હતાં, અને તમામ સરકારી પાધા, પાયદળ, અને ફોજે તેમજ અમલદારોએ એ ઓત્સવમાં ભાગ લઇ બહુજ ઠાઠ માઠ જમાવ્યો હતો. અંજુમનનું જમન થયું હતું, અને ૨૦૦૦૦ પારશીઓ ભેગા મળ્યા હતા.

## ૫ માં—શેઠ પેશતનજી કાલાભાઈ વકીલવાલાં સુરતનાં આતશબેહેરાંમ

સુરતવાશી શેઠ પેશતનજી કાલાભાઇ વકીલે પોતાની હઇયાતીમાં પોતાની નઈઅતે તાંહાના કદમી જરથોશતીઓને બંદગી, તથા ધરમની ક્રીરીઆ કરવાને અરથે સુરત મધે "શાહપોર" નામની જગાપર એક કદમી આતશબેહેરાંમ બનાવેઆ છે, તેને તખતનશીન કરવાની ક્રીરીઆ રોજ ૩ જો અરદીબેશત માહા ૩ જો ખુરદાદ શેનશાહી, માહા ૪ થો તીર સને ૧૧૯૩ ઈઅજદજરદી—તા૦ ૫ મી ડીશેમબર ૧૮૨૩ ને દીને કરવામાં આવી હતી. તે વેલાએ સુરતની અદાલતો, કલેકટરની આફીસો, આતશ કામના કીશબીઓનાં સર્વે કારખાના બંધ રાખવામાં આવ્યા હતા. તેમાં પણ સુરતના મોદી ખુરશેદજી દોસાભાઈ, નવસારીના દેશાઇ જમશેદજી મનચેરજી, ખાનસાહેબ ફીરોજશાહ ધનજીશાહ વગેરે પુશ્કળ પારશીઓ હાજર હતા. જેમ મુંબઇના બાહાકોટના દાદીશેઠના આતશબેહરાંમમાં તેને પરઠીયાનો શને અબજદના કાયદામાં ગોઠવેલો છે, તેમજ આ આતશબેહરામની તખ્તીમાં "ઝુહી પાએ આતશબેહરામ" એમ છેલ્લી લીટીમાંથી અબજદને કાયદે ૧૧૯૩ નો આંકડો નીકળે છે, યાને યજદેજરદી ૧૧૯૩માં એ પરઠાયા હતા.

## ૬ ઠાં—મુંબઈમાંનાં શેઠ હોરમસજી વાડયાનાં આતશબેહેરાંમ.

પરથમમાં મુંબઇ મધેની ચરનીવાડીને નામે ઓળખાતી જગો ઉપર શેઠ હોરમજજી બમનજી વાડીઆજીએ પોતાના મરહુમ બાવા બમનજી લવજીની નઇએતે ઇઅજદેજરદી શને ૧૧૭૫ નાં શાલમાં જરથોશતીઓની એબાદતને માટે એક આતશ આદરીઆંન શાહેબ પરઠેઆ હતા—જેની ક્રીરીઆ એ શાલમાં રોજ ૨૦ મો માહા ૨ જો શેનશાહીને દીને દશતુરજી એદલજી દારાબજી સન્જાણાએ, શ્રી નવસારીથી બરસનુમવાલા મોબેદોની મંગાવેલી પાંચ જોરની પાસે કરાવી હતી. એજ મકાંનમાં ખાલી ચોકની અંદર જરથોશતીઓને શર અવશરે વાપડવાને શારૂ એજ વાડીઆજીએ જમનવારના ઓટલા બાંધી આપેઆ હતા. એ પછે એ મરહુમ શેઠનો વીચાર એક મોટાં આતશબેરાંમ બાંધવાનો થયાથી તેઓ ગુજરતી વખતે પોતાના વશીએતનામામાં હેવી ઇછા જણાવી ગીયા હતા કે તેવોને નામે તેવોની પુંજીમાંથી એક આતશ બેહરાંમનો કેબલો બનાવવો—તે મુજબ એ મરનાર શેઠના પુતરોએ સાથે મલીને એજ આગલાં આતશ આદરાનવાલી જગો પરજ એક મોટું આતશબેહરાંમ બનાવવાનો ઠેડાવ કીધો. ને આતશ આદરાંનનાં કેબલાને પાછલી તરફની જગોપર લઈ જઇ તેની આગલી જગોમાં કેટલોક વધારો કરીને, જરથોશતી દીનની શરીએત મુજબ એક આખા વરસ સુધીની તમાંમ ક્રીરીઆ કરાવેઆ પછે, મુંબઈ મધેના જરથોશતીઓની નાંધલી મોટી સમસત અનજુમન ભેગી કરીને રોજ ૧૭ મો માહા ૨ જો શેનશાહી સને ૧૨૦૦ ઈઅજદેજરદીને દીને એ આતશ બેહરાંમ શાહેબનાં પવીતર કેબલાને તખતનસીન કીધા હતા. તેની જશનની ક્રીરીઆ તે વેલાના દશતુરજી શાહેબ એદલજી દારાબજી શનજાણા પાશે કરાવી હતી. તેવણને ત્રીસ શાલો ઓઢા-

ઉવામાં આવી હતી. શેઠો વાહાડયાજીઓએ તમામ ન્યાતનું જમન કર્યું હતું. આ આતશબેહેરાંમની ક્રિયામાં દેશે દેશના જરથોશતીઓને સામેલ થવા દોઢ માસ આગમચથી ઇજન કરવામાં આવ્યું હતું. એ મુબારક કેબલાની સાચવણી માટે ચીચપોગલી તરફ બોહલી પેદાશવાલી જાગીર એટલી બધી એલાહેદી કાહાડેલી છે કે તેની બેશુમાર ઉપજ થાય છે, અને તેમાંથી કાઠી, તેલ, વીગેરે આતશબેહરાંમનો તમામ ખરચ કરવામાં આવે છે. આ પાક આતશબેરાંમનું મકાન કુલે જરતોશતીઓને વાપરવાને માટે ખુલ્લું મેલેઆ પછે તેને લગતી પેહેલવી લખાંન સાથની જે તખતી તે મકાંનપર મેલવામાં આવી છે, તેનું ગુજરાતી લખાણ આ મુજબનું છે:—

" શ્રી પાક દાદાર હોરમજદની મદદગારીથી શ્રી આતશબેહેરાંમ પાદશાહ, જે જર "
" તોશતી ભલી દીનનાં લોકોનો ખુજરેગ કેબલો છે. તેહને શ્રી મુંબઇ બંદર "
" મધે ખુજરેગીનાં તખત ઉપર તખતનશીન કીધાં છે. તેહનો રોજ ૧૭ મો "
" શરોશ ઇજદ માહા ૨ જો અરદીબેશત અમશાશપંદ સને ૧૨૦૦ ઇઅજદેજ "
" રદી શેહેનશાહી તથા તા૦ ૧૭ મી નવેમબર સને ૧૮૩૦ ઇસવી તથા વીક "
" રમાજીતના સંવત ૧૮૮૭ નાં માગશર શુદ ૨) ને વાર બુધે તથા શાહલીવા "
" હન શાકે ૧૭૫૨ તથા તા૦ ૩૦ મી માહે જમાદીઆલ અવલ સને ૧૨૪૬ "
" હીજરી મો, મોબારક દાહડે દીવશના કલાક ૯) ને અમલે બેહેતર માજદીઅસની "
" દીનનું તમામ અનજુમન મોહટા તથા નાધલા તથા ખુજરેગવાર લોકો હર "
" શેહેરનાં તથા બંદરો તથા કશબાવો તથા ગામોનાં તમામ એકઠાં થાઈને ઘણી "
" ખુશી ખુશહાલી સાથે ભલી દીનનાં હોકમ પરમાણે શ્રી આતશબેહરાંમ ફીરો "
" જગર પાદશાહને તખતનશીન કીધા છે શહી. અને તમામ માજદીઅશની "
" દીનના લોકોએ નીઆએશત તથા બંદગી કરી શર જમીન ઉપર મુકીને "
" બેહેશત મોકામ શેઠજી શ્રી શેઠ હોરમજજી બીન બહમનજી બીન નવરોજજી "
" વાડીઆજી સાહેબનાં અનોશેહરોવાંન ઉપર દોવા આન આફરીન કીધી, તથા "
" પરથમ એ આતશબેહેરાંમ શાહેબ તખતનશીન કરવાનો નેક એરાદો જીનત "
" મકાંની શેઠ હોરમજજી બમનજી વાડીયાજી સાહેબે પોતેજ ધારેલો હતો-પણ "
" તે સાહેબની ઓમર વફા નહીં કીધી તેઆર પછી તે સાહેબનું નેક કામ "
" ધારેલું બજા લાવવા સારૂ બાઈ મીઠીબાઈજી, તે શેઠજી બેહેશતી હોરમજી શેઠ "
" ની ધણીઆણી તથા તેવણના બેટાઓ વાહડયાજી બહમનજી, તથા વાડી "
" આજી રૂશતમજી તથા વાડીઆજી અરદેશરજી જીનત મકાંની શેઠ હોરમજી "
" વાડીઆજી એ ૪) સાહેબો એકદીલ થાઈને ઘણી કોશેશ અને મેહનતથી "
" પોતાના મુરબબી બેહેશતી વાહડયાજી શેઠ હોરમજજી બહમનજી શાહેબના "
" અનોસેહેરવાંનની નઈએતે એ આતશબેહરાંમ પાદશાહને ઉપર લખેલી "
" તેરીખે તખત નશીન કીધાં છે કે બેહેશતી શેઠજી હોરમજજી વાહડીઆનું "
" નેક નાંમ હંમેશે ઈઆદગાર રહે શહી. "

## ૭ માં—મુંબઈ મધેના શેઠ કાવશજી બેરાંમજી બનાજીનાં આતશબેરાંમ

શેઠ ફરામજી કાવશજી બનાજીના દેલમાં હેવો વીચાર ઉતપન થયો કે પોતીકાં મરહુમ પીતા શેઠ કાવશજી તથા મેરબાંન જાઈજી માતાનું નેકનામ ચંદરોકાળ શુધી આ દુનીઆ અંદર જોડાઈ રેહે તેવું કોઈ પવીતર મકાન બાંધવું, અને તેવા નેક કામમાં પોતાના ભાઇ ખરશેદજી તથા ભતરીજા દાદાભાઇ રૂસતમજીની સામેલગીરી ચાહી. જે વાતને તે શેઠોએ અંગીકાર કીધી તારે આ સાહેબે મુંબઇ મધે કરેલવાડી આગલ દરીઆ કીનારાપર કોશાદે જગા લઇ તાંહાં

એક સુંદર મકાન બંધાવીઉં, જેમાં રોજ ૧૭ મો માહા ૪ થો કદમી સાલે ૧૨૧૫ યજદજરદીને દીને આતશબેહરાંમ શાહેબને મોબેદ બેજનજી રૂશતમજી પાસે તખતનશીન કરાવીને તે પાક કેબલાને કાવસજી બેરાંમજી બનાજીના આતશબેહેરામનું નેક નામ આપીઉં. આ કદમી જરથોશતીઓનાં બંધાયલા આતશબેહરાંમના ખરચમાં શેઠ ખરશેદજી કાવસજી બનાજીએ એક લાખ રૂપીઆ તેમજ શેઠ દાદાભાઈ રૂસ્તમજી બનાજીએ રૂ. ૫૦૦૦૦) આપીઆ હતા; અને બાકીના મજકુર શેઠ ફરાંમજીએ ખરચેઆ હતા. એ વખતે પણ પારશી ન્યાતનું જમન થયું હતું. એ આતશબેહરાંમના ખરચ માટે શેઠ ફરામજી બનાજીએ વીકરોલી તથા કાંનજુર નામે બે ગામો બેલાહીદા કાઢી તેની ઉપજમાંથી દર વર્ષે રૂ. ૨૫૦૦) નો ખર્ચ કરવા ઠરાવ્યું હતું. એ આતશબેહરાંમની તખતી જે એક મેહરવાંન ખોદાબંદ નામના ઇરાંનીએ કોતરેલી છે, તેનો ગુજરાતી લેખ આ મુજબનો છે :—

"પાક દાદગર દાદાર હોરમજદની મદદ હોજો."

"કાવસજી બેહેરાંમજીનાં આતશબેહેરાંમ*"

"આએ મુબારક મકાનમાં બેહેશતનશીન મરહુમ શેઠ કાવશજી બેહરાંમજી બનાંજી"
"લીમજી તથા એવણુની ધણીઆંણી બાઇ જાઇબાઇ પેસતનજી, એવણુની નઇ"
"એતે તથા એવણનનાં પુનને વાશતે એવોનાં ફરજંદો ફરામજી તથા ખોરશે"
"દજી તથા નબીરા દાદાભાઇ રૂશતમજી હમશરીક થઇને મુંબઇ શેહેરમાં કુલે"
"જરથોશતી ફીરકાનાં લોકોને ખોદાતાલાની બંદગી કરવા સારૂ માજદીઅશની"
"દીનનાં ફરમાંન મુજબ તુરાંની પાક પાદશાહને તખત નશીન કીધા છે. રોજ"
"૧૭ મો સરશ ઇઅજદ માહા ૪ થો તીર ઇજદ કદીમ સને ૧૨૧૫ ઇઅજદે"
"જરદી—સંવત ૧૯૦૨ ના માગશર શુદ ૧૫ ને વાર સનેઉ, તારીખ ૧૩ મી"
"ડીસેમબર સને ૧૮૪૫ ઇશવી."

એ પ્રમાણે આજ સુધીમાં હિંદુસ્થાનમાં શેહેનશાહી ટોળાના ૪ અને કદમી ટોળાના ૩ આતશબેહરામો, તેમ અંજુમનના એક અને માલેકોના ૭ એ પ્રમાણે આતશબેહરાંમો હતાં, જેમાં ગયે શાલ ૯ ગર્યા શાથન યાને શેહેનશાહી અનજુમનના એક આતશબેહરામનો વધારો થયો છે.

## ૯ માં—જરથોશતી અનજુમનનાં મુંબઈના નવાં આતશબેહેરાંમ.

ઉપરનાં હીદુસથાંનના શાતે આતશબેહરાંમો આગલા વખતમાં શથાપાઈ ચુકેલાં હતાં. અને છેલાં શેઠ કાવશજી બેરામજી બનાજીવાલાં મુંબઇનાં આતશબેહરાંમને શથાપાયાને ૫૩) વરશની લાંબી મુદત થઇ ગયલી હોવાથી હાલની ઓલાદને આતશબેહરાંમ જેવો મોટો કેબલો સથાપવામાં આવેલો નજરે જોવાને બનેલું નહીં અને તેવા મોટા પવીત્ર કેબલા કંઇ વારેવારે સથાપવામાં આવે નહીં, તે ઉપરથી આ આઠમાં આતશબેહરાંમ સથાપતી વખતે, જરથોસતી ટોલામાં ઘણી મોટી ઉલટ પેદા થઈ હતી, અને તેને માટે મહીનાઓ આગમચથી જરથોશતીઓમાં ખાશ ખુશાલી અને મોટો મહીમા પંથરાઈ રહયો હતો. વળી એ આતશબેહરાંમ ભગરીઆ મંડળવાલાઓએ મુંબઇના વાહાડઆજીવાલાં આતશબેહરાંમમાંથી છુટા પડીને સથાપેલું હોવાથી તેને માટેની રશા કશીબી ભારે ઉતપન થઈ હતી; એ બધાંને લીધે એ નવાં આતશબેહરાંમની સથાપના શી રીતે ઉભી થઇ, અને તેને લગતા શું શું બનાવો બનેઆ તથા એ આતશબેહરાંમ સથાપતી વખતે આગલથી કેટલા દહાડા વેર અને તેના સથાપવાના દીવસે મુંબઈમા કેવી ધુમચકરી અને ખાશ ખુશાલી ઉપજી રહી હતી, તેનો સંખેપ લાંબો હેવાલ આ કાલેંડરમાં એક નોંધ તરીકે કાયમ રહેવાના હેતુથી એની તુલો તવીલ વીગત હેઠલ આપીએ છે :—

શ્રી સંજાણથી પારશીઓ છુટા પડયા પછી નવસારીનું પંથક સર્વથી શ્રેષ્ટ અને સર્વો-ત્તમ પ્રતિષ્ઠાવાળું ગણાયું. નવસારીની દેશાઇજી મનચેરજી ખુરશેદજીવાલી વડી દરેહમેહેર ગોયા ઓકસફોર્ડ યુનીવરસીટી જેવી ગણાવા લાગી, અને મુખ્ય મથક તથા વડું પંથક (Ecclesiastical Seat) નવસારી ગણાયું. અહીંની દરેહમેહેર વડી દરેહમેહેર ગણાઇ તે એવી રીતે, કે અહીની દરેહમેહેર (કહોકે University) માં નાવર મરાતબ થયેલો (યાને ધર્મની પરિક્ષાઓ પસાર કરેલો) મોબેદ ભગર્યા પંથકની કોઈ પણ હદમાં ભણતણ કે ક્રિયામાર્ગનું દરેક કામ કરી શકે. એ પદ્ધતિનો મુળ હેતુ હેવો હતો, કે કોઇબી કાળે એક અં-જાણ્યો શખસ અહીંઆ રેજીષ્ટર થયા વગરનો હોઈને બીજે કેઠે ક્રિયા માર્ગનું કામ કરવાની હિંમત કરી શકે નહીં. કેમકે નવસારીમાં તેનું દફતર રહે છે, અને તેના દફતરદાર વ રેજીટ્રાર રહે છે. ટુંકમાં એકજ ઠેકાંણે રેજીષ્ટર થાય, તો ધર્મ ક્રિયા માર્ગમાં દગો ફટકો, કે લબાડી કરવામાં કોઈ અનજાંણ્યો ફાવી જાય નહીં. તે સાથે વડાં પંથકનું માન, મરતબો, મહત્વ, અને મોટપ પણ જળવાય. અને અહીંની પ્રતિષ્ઠા વધે, એ હેતુ પણ ખરો. નવસારી આટલું એક, અને આવી મોટી સત્તા અને પ્રૌઢપણું આવાં એક ગામડાનું મુંબઇ જેવાં મોટાં શેહેર ઉપર આ સુધરેલા જમાનાંમાં પણ ચાલુ રહે એ મુંબઈગરાઓને રૂચવા લાગ્યું નહીં. તેમાં વળી ઇ૦ સ૦ ૧૮૩૦માં શેહેનશાહી આતશ બેહરામ થયા, એટલે ઘણા શેઠોના દિલ ઉશકેરાયાં, કે હવે આતશ બેહરાંમ પણ થયા છે, તો મુંબઇમાં કાં નાવર મરાતબ નહીં કર્યે. આતશબેહરાંમ થયા પછી બીજેજ વર્ષે ઇ૦ સ૦ ૧૮૩૨ માં મુંબઈથી શેહેનશાહી કમિટિના મેમબરો શેઠ હોરમજી બમનજી શેઠના, બહમનજી હોરમજી વાહાડયા, ખરશેદજી માણેકજી શરાફ, ખરશેદજી રૂસ્તમજી વાહાડયા, પેશતનજી નવરોજી શેઠના, હોરમજી ભીખાજી ચીનાઇ, જાંહગીરજી નશરવાનજી વાહાડયા, ફરામજી બહમનજી શરાફ, જમશેદજી જીજીભાઈ, જીજીભાઈ દાદાભાઇ, વીકાજી મેહેરજી, હોરમજી ધનજી પટેલ, તથા મનચેરજી ફરદુનજી વજીફદાર એઓએ નવસારી ખાતે દસ્તુરજી રૂસ્તમજી નશરવાનજી મેહેરજી રાણા, દેશાઇજી જમશેદજી મનોચેહરજી, દેશાઇજી ખુરશેદજી રૂસ્તમજી તથા નવસારીની શમસ્ત અંજુમન ઉપર એક કાગળ લખ્યો કે, "અત્રે શેહેનશાહીઓના આતશબેહરામ થયાથી અમો હીંયાં મોબેદોના ફરજંદોને નાવર તથા હેરબદ કરવાના કામની ગોઠવણ કર્યે છૈયે, તે બાબે શ્રી નોશારીનું અસલ પંથક જાંણીને અમો તમો-ને લખી જણાવીએચકે એ નેક કામમાં મદદ કરવી, અને મુંબઈના મોબેદોપર કાગજ લ-ખવો જે એ દીનના કામમાં શામેલ થઈને એ નેક કામ બજા લાવે. એવું તમો સાહેબોના લખ-વાથી અમારે ને તમારે જે એખલાસ તથા ધરોબો છે તેથી જીઆદા થશે." એના જવાબમાં નવસારીથી દસ્તુર રૂસ્તમજી નશરવાનજી મેહેરજી રાણાં, દસ્તુર ખુરશેદજી બરજોરજી દારાબ પાહલણના, દસ્તુર માણેકજી રૂસ્તમજી જામાસ્પ આશાના, દસ્તુર કાઉશજી એદલજી, એ. રતનજી મનચેરજી કુતાર, એ. મનચેરજી ફરામજી હોજદાર, એ. ફરામજી મનચેરજી માદન, એ. દારાબજી કેરશાસ્પજી પાવડી, એ. ફરામજી ખરશેદજી નરીમાન, એ. દારાબજી શાપુરજી દાબુ, એ. એદલજી બરજોરજી કોટવાલ, એ. એદલજી ભીખાજી આગે, એ. માણેકજી નવરોજી ભેદ-વાર, એ. બહમનજી ફરદુનજી કાંગા, એ. રૂસ્તમજી બેરામજી મોદી, એ. હોરમજી મનચેરજી ધા-ભર એઓએ લખ્યું કે, "હમારે તાં હેવો શરેશતો છે કે હમે શરવેથી એલાહેદું બરશનુમ વાપરીએ છીએ ને હમારે તાંના સુરત ગણદેવી તથા બીલીમોરે મોબેદો છે તે સાથેબી પણ હમે વાપરતા નથી તે પાંચે પંથકના સાહેબો જાણે છે. તેજ મુજબ કાનુન આજ સુધી જારી પણ છે ને તે હાલમાં મશહુર છે. ને એદલ દારૂ (તે દસ્તુરાન દસ્તુરજી સાહેબ એદલજી દારાબજી શંજાંણા જાણવા) વીગેરે શરવે સાહેબો જાંનો છો તેથી એ મુજબ એ જગો ઉપર જે હેરબદ થાશે તે સાથે હમે વાપરશું નહી ને હમે કાંઈ નવો શરેશતો નથી કાહાડતા. આજે મુદ્દત-

નો ખુજરગોથી કાનુન છે તે મુજબ ચાલીએ છે ને કદી તે લોક આવશે તેને બરશનુમ આપીશું શરવે પણ હમે તે સાથે વાપરવામાં સામેલ થવાના નથી.” એ જવાબ ઉપર દેશાઈજીઓએ ચોક્કસ સબબોને લીધે શહીઓ કરેલી નથી. આમ નોશાકરાઓ તરફથી અલેક પછીની સલામ થયાથી એ વાત ધબાયનમઃ થઇ ગઈ હતી, તે છેક ૧૮ વરસે પાછી તાજી થઇ. ઇ૦ સ૦ ૧૮૫૦ માં એ વાત પાછી ઉંચકાઇ. કેમકે સર જમશેદજી જીજીભાઇ પોતાના વતન નવસારીમાં આવ્યા તે તકનો લાભ લઇ તેવણ ઉપર મુંબઇથી દસ્તુરજી બેરાંમજી દારાબજી શંજાંણા અને બીજા ૫૦ મોબેદોએ એક “ખુલ્લો પત્ર” લખ્યો કે, “જે દહાડેથી આતશબેહરાંમ સાહેબને (મુંબઇના વાહાડયાજીવાલા) તખત નશીન કીધાચ તે દહાડેથી અત્રે દીન આંઇનના એક વતરેગે સઘળાં કામો દરોબસ્ત થતાં આવ્યાં છે, પણ આજની ઘડી સુધી હમારેથી હમારા છોકરાવોને નાવર તથા મરાતબ કરી શકાતા નથી. કાંએજે નવસારીની અંજુમનના સાહેબો એવો વાંધો લીએચ કે મુંબઇના આતશબેહરાંમ મધે નાવર મરાતેબ થાએલાઓ સાથે નવસારી વાળા મોબેદો પદાંન બાંધીને વાપરે નહીં. આ હરકત દીનઆંઇનના હોકમથી તદન ઉલટી અને નામુનાશેબ છે, તોપણ નવસારીની વડી દરેહમેહેરને તાબે રહેવાને હમો માન ભરેલું વીચારીને આજ લાંબી મુદત થાઇ તેવોની તરફનો એક અણઘટતો જુલમ ખમીએચ. પણ આએ નામીચો સંજોગ કે જે તમો નામદારને તે તરફ સીધારવાનો બની આવેઓચ તે ઉપરથી હમો તમોને વીનંતી કરીએચ કે તમો સાહેબ એ અડચણ ટાલી નાંખવા સારૂ ઘટતો ઉપાય કરીને નવસારીની અંજુમન પાસેથી હમોને મુંબઇ મધે નાવર મરાતેબ કરવાનો હક અપાવવો. હમો સારી પેઠે જાણીએચ કે મુંબઇમાં આતશબેહરાંમ થાએઆથી નવસારી ખાતે આગળની પેઠે દીન આઇનનાં કાંમો વધારે થતાં નથી, તેથી તે તરફના મોબેદો તથા દસ્તુરોની પેદાયશમાં ઘટારો થયો છે. અને જો નાવર મરાતેબનો હક્ક મુંબઇ ખાતે આપ્યામાં આવે તો વધારે ઘતારો થાય. માટે આએ લખીઆથી હમો તમો સાહેબને કબુલ થાઇએચ કે જો મુંબઇ ખાતે નાવર મરાતેબ કરવાનો હક અમોને આપવામાં આવે તો નીચે પ્રમાણેનો લવાજમો હમો નવસારીની અંજુમનને આપવાને કબુલ છૈએ—

૧–મુંબઇના આતશબેહરામના વારાના રૂ. ૧૦૦૦૦) થી વધારે હાલમાં એકઠા થાએલા છે તે મધેથી રૂ. ૨૦૦૦) નવસારીના મોબેદોની અંજુમનને આપીએ.

૨–દર નાવરે (નવશારીની) અંજુમનને રૂ. ૫ આપીએ.

૩–દર મરાતબે એજ અંજુમનને રૂ. ૨) આપીએ.

૪–દર વરસે શેઆલના રૂ. ૭૫) એજ અંજુમનને આપીએ.

ઉપલા લવાજમા આપવાની કબુલાત છતાં નવસારીની અંજુમન એ હક અમોને નહીં આપશે તો મુંબઇના આતશ બેહરામ સાહેબની દોલત જે આઇતો વજીફો હમો ગરીબ ટોલાને મલી આવેઓચ તે વજીફાથી હાથ ધોવા પડશે, અને એવું થાએઆથી બીજા મોબેદો કદાચ આગળ પડી નવસારીની અંજુમનની તાબેદારી છોડી દઈ આપખુદીથી અતરે નાવર મરાતેબ કરશે તો હમારા ગરીબ ટોલામાં તડાં પડશે, વાસ્તે તમો નામદારે એ ઉપર સારી પેઠે ધેઆન પોહચાડવું. એ કામ તમારે હાથે પાર પડેઆથી જરથોસ્તી ટોલા ઉપર તમોએ જે મોટી પ્રીતથી સખાવતનાં વખાંણવા લાયક કામો કર્યાં છે તેમાં આએ કામ મોટો સણગાર થઈ પડશે.”

આ ખુલ્લો પત્ર તા૦ ૯ માર્ચ ૧૮૫૦ ને દીને શેઠો નવરોજી જમશેદજી વાહાડયા, હોરમજી બમનજી શેઠના, બમનજી હોરમજી વાહાડયા, અને દાદાભાઈ પેશતનજી વાહાડયાએ નવસારી સર જમશેદજી ઉપર બીજાં ખાનગી કાગળો લખીને દરયાફતી કરવા મોકલ્યો હતો. એ પત્ર સામે કોટની માણેકજી શેઠની દરેહમેહેરના ૨૫૦) મોબેદોની સહીનો મેહેજર નવસારીના દેશાઇ

દસ્તુરો અને અંજુમન જોગ આવ્યો હતો, તેમાં જણાવ્યું હતું કે, "ઉપલી સર જમશેદજીપર કરેલી અરજીમાંની બાબદ કદાચ તમો કબુલ કરશો તો **તમારા કીધાને અમો માન આપીશું નહીં.**" આ ઉપરથી નવસારીમાં પંચાતા પંચાતી ચાલી. અને અંતે કંટાળીને સર જમશેદજીએ તા૦ ૨૭ માર્ચ ૧૮૫૦ ને દીને મુંબઈ શેઠ બમનજી હોરમજી વાહાડયાને લખી જણાવ્યું કે, "આં વાલા સરવે મમતી છે ને તેની પાછળ નાંદાન બુધીવાળા ઘણા તેનું એઆંન લખવાને બનતું નથી.........એવી એવી કેટલીએક બીના અરચણ ભરેલી છે. એ કામ કાંઈ જોરથી કરવાનું નથી. ને તેમ કીધાથી આગળ જતાં નીભે નહીં, ને વળી ઓરખી હસી જેવું થાય. એ મધે લોભ લાલચનું કામ નથી, દીન ધરમનું છે. માટે હાલ એ વાતની વધારે ચકચાર કરવી નહીં એવું શેવકનું આધીન મત છે." એ પ્રમાણે પાછો ધુમાડો નીકલેલો બંધ પડયો. વાહડઆજીનાં મુંબઇનાં આતશબેહરાંમ પરઠાયા પછી ત્યાં રહેતા ભગર્યા મોબેદોએ શેઠોને તથા દસ્તુરજીને એવી એલતેમાસ કરી કે નવસારીના આતશબેહરાંમની માફક એ આતશબેહરામની બોયની આવક પણ તેઓને વેંહેંચી આપવી. તે વખતે પણ વાહાડયાજી શેઠોએ તથા દસ્તુરજી સાહેબ એદલજી શંજાણાએ એટલોજ જવાબ દીધો કે, "નવસારીની માફક અમારા આતશબેહરાંમમાં પણ તમારા ભગર્યા મોબેદોના દીકરાઓને નાવર મરાતબ કરો અને તે નાવર મરાતબ થયલાઓ સાથે નવસારીના મોબેદો પાવમેહેલનું કામ કરો તે તમારી માગણી પ્રમાણે હમે કર્યે." ગમે તે થાય પણ એ વાતતો સ્વિકારવી નહીંજ એવું પોણુ ભગર્યા મોબેદોએ લીધું. વરસો વહી ગયા પછી મુંબઈવાલા વડા દસ્તુરજી સાહેબ પેશોતન જી બેહેરામજી શંજાણાએ પોતાના તાબાના વાહાડયાજીવાળાં આતશબેહરાંમ સાહેબમાં, અથોરનાનોના બચ્ચાંને નાવર મરાતબ કરવાનું ભારી કામ માથે ઉઠાવ્યું. ઈસવી સને ૧૮૮૪ માં યાને યજદેજરદી સને ૧૨૫૪ માં એ આતશબેહરાંમની ૫૪ મા વરસની સાલગ્રેહના જશનના મેલાવડામાં આતશબેહરાંમના ત્રસ્ટી સાહેબો તરફથી ઢંઢેરો બાહાર પડયો, કે "જે ભગર્યાઓ પોતાના છોકરાઓને એ પવિત્ર મકાંનમાં મરાતબ કરાવી ક્રીયા કામમાં પાડશે, તેઓને ૧૦ વરસ સુધી ત્રસ્ટીઓ નેમેલો મુસારો આપશે. એ ઉપરાંત મરહુમ શેઠ જમશેદજી ધનજીભાઇ વાહાડયાએ એ મરાતબ થયલા જવાનોને રૂપાંનો એકેક ચાંદ ભેટ આપવાની ગોઠવણ કરી હતી. એટલુંજ નહીં પણ દસ્તુરજી પેશોતનજીએ પોતાના વડા દીકરા એરવદ એદલજીના બે દીકરાઓને ધામધુમ સાથે પેહેલા મરાતબ પણ કરવાની હિંમત બતાવી. પાછળથી તો એટલી એટલી ખટપટો થઈ કે પોલીસ કોર્ટે પણ મોબેદોના કેસો ચઢયા હતા. ઇ. સ. ૧૮૮૨ માં મુંબઈના ભગર્યાઓએ એ આતશબેહરામનાં બોયના એકઠાં થયલાં નાણાં મેળવવાની મુંબઈ હાઇકોર્ટમાં ફરિયાદ માંડી. હાઇકોર્ટે ઠરાવ જો કે લગભગ ભગર્યાની તરફેણ આપ્યો પરંતું ઠરાવમાં તે નાણાં મેળવવાની ગુંચવણો એવી તો નાંખી કે આજની ઘડીને કાલના દહાડા સુધી એ હજારો રૂપ્યા કોહ્યા કરવાનું થયું છે; અને જમાનાઓ સુધી તે ખોરંબે પડયા છે. એ પ્રમાણે અકેક સાથે ટંટો થયા કીધાથી ઇ. સ. ૧૮૮૩ માં એ આતશબેહરામમાંથી ભગર્યા મોબેદો નીકળી ગયા; અને દાદીશેઠના આતશબેહરાંમ કદમી છતાં, ફરજના માર્યા તે આતશબેહરામનો આશ્રો તેમણે માંગ્યો, તે તેઓને મળ્યો, અને તેજ હિંડોળા ઉપર કામ કરવું પડયું. એવી કટાકટી અને બેણની વખતે પોતાની એંત જાળવવી એતો નોશાકરાઓનો મુદ્રાલેખ, એટલે પછી વાહાડયાજીના આતશબેહરામની ઠડમાંજ એક અગીઆરી તૈયાર કરવા માંડી. તેનું કારણ તેઓ એવું જણાવવા લાગા કે તે મોબેદોના પંથકો એજ લત્તા તરફ હોવાથી સુગમ પડતી જગા એજ હોવાથી ત્યાંજ અગીઆરી, આંદરાંન કે આતશબેહરાંમ બાંધવાની આવશ્યકતા છે. જ્યારે નવસારી પંથકના મોબેદોએ જોયું કે વાહાડયાજીનાં આતશબેહરાંમમાં ગંદેવીયા મોબેદો પાસે પણ બોય દેવાડવામાં આવે છે, ત્યારે તેઓએ ઠરાવ કર્યો કે એ આતશબેહરાંમમાં બોય દેનારા મોબેદો સાથ ધર્મ ક્રિયાને લગતો સંબંધ રાખવો

નહીં અને ભગરપંથની સામે થનારાઓને ભાગલાગમાંથી દુર કરવા. ભગર્યાઓએ એક ગમથી આવી સાંજેશ કરી, ત્યારે બીજી ગમથી વાહાડયાજી સાહેબોએ અને દસ્તુરજી પેશોતનજીએ ખુદ નવસારીમાં એક નવી અગ્યારી ઈ. સ. ૧૮૮૮માં બનાવી. નવસારીની ભગર્યા અંજુમને તે સામે ગાયકવાડી કોર્ટમાં અટકાવ નાંખવાની ફરિયાદ નોંધાવી. એ કોર્ટે ભગર્યાના લાભમાં ચુકાદો કર્યો, પણ વરિષ્ટ કોર્ટમાં તેની અપીલ થઇ છે, જેનો નીકાલ હજુ આવ્યો નથી. એ અગ્યારી પાછલ લગભગ ૧૫૦૦૦નો ખર્ચ થયો છે. આવી રીતે ચરસપર વાત ચઢતાં ભગર્યાઓ-એ તો મુંબઈમાં ખાસ એક આતશબેહરાંમ જુદુંજ પરઠવાનો કસદ કર્યો. ભગર્યાઓ એ આ-તશબેહરાંમને "અંજુમનનું આતસબેહરાંમ" કેહવડાવાને ખુશી છે, જ્યારે બીજાઓ એ નામ કબુલ ન રાખતાં એ આતશબેહરામને "ભગર્યા અંજુમનનું આતશબેહરાંમ" એવી સંજ્ઞાથી ઓળખે છે. જામેજમશેદ તા૦ ૧૧ અકટોબર ૧૮૯૭ના અંકમાં "એક ભગરયો" એવી શહીથી લખનાર સાહેબ એ નામ વીશે પોતાનો માઆકુળ અભીપ્રાય આપે છે. "મુંબઇની અંજુ-મને ભગર્યાઓનેજ કાંઇ ક્રિયા કરવાનો હક આપેલો નથી. પારશીઓની મોટી વસ્તીના આ મુંબઈ શેહેરમાં જેમ ભગર્યાઓ તેમ ગોદાવરા પંથકના મોબેદો, ગંદેવીઆઓ, બીલીમોરીઆઓ, ઉદવાડયાઓ, મીનોચેર હોમજીવાલાઓ વગેરે સઘળા મોબેદો કામ કરે છે. કોઈને એકલાને તો કામ કરવાનો અતરે હક છેજ નહીં, તો એકલા ભગર્યા મોબેદો માટેના આતશબેહરામને "અં-જુમનનું આતશબેહરાંમ" કહેવું, બેહેદીનોની લાગણી મુજબ વાજબી ગણાય નહીં. અંજુમ-નનાં આતશબેહરાંમમાં સઘળાં પંથકના મોબેદોને—હું આગળ વધીને કહું તો દસ્તુર પેશોતન-વાળા નવા પંથકના મોબેદોને પણ—ક્રીયા કામ કરવાનો સરખોજ હક રેહેવો જોઇએ. બોય દેવા માટે ભગર્યા ઉપરાંત બીજા પંથકવાળાઓને પણ સામેલ કરવા જોઈએ, અને ત્યારેજ તે 'અંજુમનનું આતશબેહરાંમ' ગણાય." વલી એ આતશબેહરામમાં સઘલી શમશત અંનજુમનનો પઇશો વપડાયલો છતાં તેના લાગતા વળગતા અને કરતા કાવરતાઓની મોટી નેમાયલી કમેટી બધી આખી માત્ર ભગરયા મોબેદોનીજ હોવાથી એટલે તેમાં એકબી બેહદીનને શામેલ કરેલો નહીં હોવાથી, ઘણાઓ તેને "અંજુમનનું આતશબેહરાંમ" ગણાવાને વાંધો લીએ છે, તે એક લેખે વાજબી લાગે છે.

એટલું તો ખરૂં છે કે, એ આતશબેહરાંમના ફંડમાં હરેક ટોળાના લોકોએ નાણાંની વધતી ઓછી રકમ ભરેલી છે, એટલે એ આતશબેહરાંમ અંજુમનના પૈસાથી તો બરપા થયલા છેજ; તેમાં તો કશો શક નથી. ફંડ ભગર્યાઓના બચાવ અર્થેજ થયું, અને તેની જેહમત પણ ભગ-ર્યાઓએજ કીધી. એ વાત પણ બેશક બેગુમાન છે. પણ એ આતશબેહરામ કરવા કાજે ૭૫ અથોરનાન સાહેબોનીજ (બેહદીન એક નહી) એક કમીટી નીમાઇ અને, ૧૪ વરસ સુધી તેનું ફંડ ભેગું કરવાની ભારે ખટપટ ચાલી રહી. ઘણાકોએ ભવિષ વાણી કાઢી કે એ પાણીએ કાંઇ મગ ચળે નહીં, અને આતશબેહરાંમ કાંઈ થાય નહીં. ભગર્યાઓએ પ્રથમથીજ એટલી તો તજવીજ રાખી કે, નવસારીની વડી દરેમેહેર મળતા ભગર સાથની અંજુમનના મોબેદોના વપરાસ માટેજ આ મકાન સૌ કરવાનું છે. બનાવ એવો બન્યો, કે જામેજમશેદના ઉપલાજ લખનાર લખે છે તેમ "નવસારીના જે કેટલાક માનવંત જાહોજલાલી ભરેલી હાલતના બેટાઓ પોતાના બાપીકાં વતન તરફથી દીલની લાગણીથી એ કામમાં સામેલ થયા હતા, તેઓમાં એકેક પછી મરણથી ઘટાડો થવા માંડયો. કેટલાક પાહાડ જેવાં જવાન મોતો અમારા હીતારથીઓમાં કમન શીબે નીપજ્યા." દોખમાં કે આતશ કદેહો બાંધતાં એવાં મોહોટ નીપજવાનો આગલો વેહેમ ગોયા ખરો પડવા લાગ્યો. એમ છતાં પણ સર દીનશાજી માણેકજી પીટીટ બેરોનેટની ચરનીવાડી ખાતેની એક જગોપરની રૂ. ૫૧૦૦૦ ની ૧૬૫૦ ચોરસવાર જમીન ભગર્યાઓએ એ મકાન માટે ખરીદી અને નવાં આતશકદેહની ઈમારતનો પાયો તા૦ ૨૩ મે ૧૮૯૬ નેરોજીને દસ્તુરજી જામા-

સ્પજી મીનોચેહેરજીને હાથે નખાવાનો સમારંભ થયો. તા૦ ૨૧ આગષ્ટ ૧૮૮૭ ને દીને એ નવાં આતશકદહે તૈયાર થવાથી તે દરેમેહરમાં ઈજવામાં આવ્યાં. એમાં ભગર્યાંઓ માટે ૧૦ હીંડોળા ગોઠવવામાં આવ્યા. મકાનના બીજા ભાગ ઉપર બીજા પંથકવાળાઓના વપરાસને માટે બીજા ૫ હીંડોળા મુકયા હતા. એ નવી દરેહમેહેરના વડા દસ્તુર લેખે દસ્તુરજી જામાસ્પજી ઠરાવામાં આવ્યા. એ પછે તો આતશબેહરાંમ સ્થાપવાનુંજ નક્કી કરવામાં આવ્યું. અને દસ્તુરજી જામાસ્પજીએ જાહેરખબર છપાવી કે "સારૂં સુખડ, લોબાન, લાકડાંના ભારા, લાઇટનું કોપરેલ તેમજ નાણાંની જેબી રકમ અમો નીચે સહી કરનારા ઉપર મોકલી આપશે તે મોટાં અહેસાંન સહીત સવીકારી તેની પોહોંચ કબુલ કરવામાં આવશે. એવી ટક જે આપણને લગભગ આજે ૧૨૦૦ વરસે મલી છે, તેવી ટક હવે પછી આપણને લાંબા વખત સુધી મલે એમ નથી." વિગેરે એ પ્રમાણે કામ ચાલ્યું અને મુખ્ય મદદ કરનારાઓએ તરેહ કીસમથી તેમાં મદદ કરી. સર દીનશાજી માણેકજી પીટીટે પોતાની કીંમતી જગા માત્ર રૂ. ૫૫૦૦૦ માં આપી. શેઠ શાપુરજી શોરાબજી નારીએલવાલાએ તથા કુટુંબે મલી રૂ. ૨૬૦૦૦ આપ્યા, તેમાંથી એક કુશાદે હોલ થયો, રૂપાનું મોટું આફ્રંગાન્યું થયું, વિગેરે શેઠ કાવશજી દીનશા એદનવાલાના ખાંનદાંન તરફથી રૂ. ૨૫૦૦૦ મળ્યા, જેમાંથી આતશબેહરામનો તમામ મારબલ પથ્થરનો ગુંબજ બનાવામાં આવ્યો, વિગેરે કામો થયાં. દસ્તુર જમશેદજી શોરાબજી કુકાદારૂએ રૂ. ૯૦૦૦ આપી પોતાનાં નામનો એક હોલ બંધાવ્યો. શેઠ દાદાભાઈ નશરવાનજી કંટ્રાકટરે મોટો હોલ પોતાના નામનો બંધાવ્યો. અને બીજી સખાવત કરી એ શેઠે રૂ. ૨૫૦૦૦ સુધી ધરમ કર્યો. તેમજ શેઠ નશરવાનજી રતનજી તાતાના ખાનદાંન તરફથી રૂ. ૧૨૦૦૦, શેઠ મનચેરજી બમનજી પંથકીના ખાંનદાન તરફથી રૂ. ૧૧૦૦૦, શેઠ માણેકજી હોરમજી પરવેઝના ખાંનદાન તરફથી રૂ. ૧૧૧૧૮, સર દીનશાજી માંણેકજી પીટીટ બેરોનેટ તરફથી રૂ૭૫૦૦, શેઠ રૂસ્તમજી ડોસાભાઈ શેઠના તરફથી રૂ. ૫૧૦૦, શેઠ હોરમજી નવરોજી કુપર તરફથી રૂ. ૫૦૦૦ વગેરે નાહની મોટી રકમો ભરાઈ. એ ફંડ ભેગુ કરાવા વગેરેમાં મુખ્ય જેહમત એકલા દસ્તુરજી જામાસ્પજીની હતી. તે એટલા સુધી કે આતશબેહરામ કરવાની જીજ્ઞાસામાં, અને તેના વડા દસ્તુર થવાની ઉતકંઠામાં એ દસ્તુરજીએ મોટી જેહમત માથે ઉઠાવી હતી, અને ઘણો બોજો માંથે વોહરી લેવો પડયો હતો. એ આતશબેહરામનું મકાન રૂ. ૨૧૦૦૦૦ નું બંધાયું. એ આતશબેહરામની કમિટીમાં મુખ્ય ભાગ દસ્તુરજીની સાથે બજાવનારાઓમાં શેઠ જાલભાઈ અરદેશર શેઠ (સરનશીન), શેઠ પેશતનજી રૂસ્તમજી કાંગા (નાયબ શરનશીન), શેઠ શોરાબજી રૂસ્તમજી બનશા સેક્રેટરી, શેઠ દીનશાજી મંચેરજી પંથકી, તથા શેઠ બેરામજી નશરવાનજી શીરવૈ (ખજાનચીઓ) તથા મરહુમ શેઠ ખુરશેદજી નશરવાનજી શીરવાઇ (જોડયા સેક્રેટરી) એઓએ ભારે મેહેનત અને અને ખંતથી કામ કર્યું હતું. વળી મી. મનચેરજી કાવસજી મનસુખે જરથોસ્તીઓની એકીન દારી એ આતશબેહરામ તરફ ઉશકેરવાને પુષ્કળ ભાષણો કરવા માંડી જરથોસ્તીઓને જણાવ્યુ કે "ઉડવાદા મધેનાં જરથોસ્તી અંજુમનના આતશબેહરાંમ સાહેબને સથાપેઆમાં આવેઆને લગભગ ૧૨૦૦ બારશો વરસો ગુજરી ગીઆં છે અને એ લગભગ ૧૨૦૦ વરશંની મુદત બાદ એવાં અંજુમનનાં આતશ બેહરામની સ્થાપના હાલ અતરે થઇ છે, તે બનાવને અતરેનાં તેમજ પરદેશ ખાતેના જરથોસ્તીઓનાં હકમાં મોટી મુબારકબાદી અને ખુશબખતીનો ગણવો જોઈએ છે." એ પ્રમાણે થવાથી કોઈએ વાસણો, કોઇએ સુખડ લોબાન, કોઈએ કપડાં ચપડાં, કોઈએ હારતોરણ ઈત્યાદિ જેને જે મળ્યું તે આપ્યું. બાઇ દીનબાઈ નશરવાનજી પીટીટે ઘણી તરાંહની મદદો આપી. તો જો કે તેવણના મરહુમ ખાવીંદ શેઠ નશરવાનજી માણેકજી પીટીટ તરફથી નાણાંની મદદ મળી હતી તેતો જુદી. એમ કરતાં જુદા જુદા આતશ મેળવવા વગેરેની ક્રિયાઓ શરૂ થઇ કે તુર્ત રૂ:વાલોં, તકરારો, ને વાંધા ઉભાં થવા લાગ્યાં. તેમાં મુખ્ય સવાલ વીજલીના

આતશનો થઇ લાગો. કેમકે વીજલીના આતશ વિના આતશબેહરાંમ થઇ શકે નહીં, તે ઉપરથી વીજલીના આતશને નામની પહેલી બુમ પડી. તેવામાં એવી વાત જાહેરમાં આવી કે પુનાની શર જમશેદજી જીજીભાઈની દરેહમેહેરમાં ૫૦ વરસની વાત ઉપર વીજલીનો આતશ જાળવી રાખવામાં આવ્યો હતો તે, તથા ખળકાળાની નજીકની કારલાની ટેકરી ઉપર તુર્તે પડેલી વીજલીથી ઉત્પન્ન થયલા આતશને મુંબઈ મંગાવ્યો છે, એવી ખબર બહાર પડી. તે સામે કેટલાક સાહેબોએ શક નાંખ્યો અને ચકચાર પ્રથમતો એ વધી. પછી એક ભારે અગત્યનો સવાલ ઉભો થયો, કે મુરદાંનો આતશ આવાં પવિત્ર કામમાં વાપરવો રવા છે કે નારવા છે? અને તેથી એ આતશબેહરામની જે ક્રિયા થાતી હતી તેને માટે ભારે જોમદાર લખાણો આવવા માંડયાં.

પણ છેલ્લે એક લખાણ એવું બાહાર પડયું કે નીચે પ્રમાણે આતશ ગાળવાની ક્રિયાનું શરૂ થઇ ચુકુ છે. અને આતશો ગાળવા વીગરેની એ આતશ બેહરામમાં તૈયારી ચાલી એટલે પછી દસ્તુરજી સાહેબ પેશોતનજી બેહરામજી શંજાંણા બાહાર આવ્યા, અને ૬૫ પાનાનું એક ચોપાન્યું બાહાર પાડી ધરમના અને અવસ્તાની દલીલો સાથના દાખલાઓથી તેઓએ એવું પુરવાર કરવા માંગ્યું, કે એ આતશ બેહરામની તમામ ક્રિયા કેવળ રદ્દ અને ખોટી થઈ છે, તથા ધરમ ફરમાનોને પ્રતિકુળ એવું સર્વ થયું છે તે રવા નથી, એમ કરીને તેઓએ કેટલાક સવાલો ઉભા કર્યા. અને તેનાં જવાબ નવસારીના વડા દસ્તુરજી દારાબજી માહીઆરજી અથવા દસ્તુરજી જામાસ્પજી મીનોચેરજી પાસે દસ્તુરજી પેશોતનજીએ માંગ્યા હતા. અને કાગનુ બેસવું ને તાડનું પડવું એવું થયું કે મુંબઈમાં એ આતશબેહરામની એક ગમથી શરૂઆત થઈ, ને બીજી ગમથી દુષ્ટ બ્યુબોનીક મરકી ફાટી નીકલી અને મુંબઈગરાઓનો ધાણ નીકલી ગયો, એ ઉપરથી દસ્તુર પેશોતનજીએ એવું સમજાવા માંગયું કે નવાં આતશબેહરાંમને લીધે મરકી નીકલી હોય! અને તેને માટે તેવોએ "શેહેનશાહી ટોળાના મુંબઇમા તેના પાક આતશબેહરામ પાદશાહના નેક કેબલા શામને એક બીજા આતમબેહરામ કરવાની કેટલાએક જરથોસ્તીઓ તરફથી થયલી અણઘટતી શરૂઆત અને મુંબઇથી હીંદુસ્તાનમાં ચોતરફ મરકીના દુષ્ટ રોગનો થયલો ફેલાવો." એ નામથીજ પોતાનું ચોપાન્યું પ્રસિદ્ધ કર્યું. પછી આપણે કહી શકયે, કે આવા પાક કેબલા વીશે જરથોસ્તીઓમાં જરાપણ ખતરો પડયો હોય, અને તેમના દિલમાં શક પડયો હોય એ સંભવિત નથી, તોપણ ડહાપણ ભરેલો માર્ગ એજ હતો, કે કોઈ વધારે લાયક હાથે તેનો રદીઓ અપાયો હોત. જો કોઈ વધારે કાબેલ ભણેલા શીખેલા એવા પુર્વિણ એર્વદ સાહેબ કે દસ્તુર સાહેબના તરફથી મન કબુલ કરે એવા દાખલાઓ સાથે કાંઇ વધારે મજબુતીના આધારથી જવાબો અપાયા હોત તો વધતી શાંતિ થાત, અને પારશીઓના મનનું સમાધાન પુરતી રીતે થઈ જાત. પણ નવાં આતશબેહરાંમને લગતા શાહેબોએ જવાબ આપવાનું વાજબી નહી ધારીને માઠવાલ કીધું તેથી ખેર, તે વાત પણ વહી ગઇ. નવાં આતશ-આતશબેહરાંમ માટે જે જે જાતનાં આતશો બનાવી તૈયાર કરવામાં આવ્યા તેની વીગત નીચે મુજબની છે:—

| આતશોની વીગત. | કેટલી વખત ગાલવા તથા કેટલી ઇજશને અને વંદીદાદ કરવા. |
|---|---|
| ૧—મુરદું અથવા નશાનો... ... ... ... ... | ૯૧ |
| ૨—રંગરેજ (કાપડ રંગનારનો)... ... ... ... | ૮૦ |
| ૩—હાકમ (ગવરનર) ને ઘેરનાહલાલ ખાંનાંનો... ... | ૭૦ |
| ૪—કુજેગરનો (કુંભાર, નલ્યાં પકાવનારનો)... ... | ૬૧ |
| ૫—ખેશતેકાર (ઇંટ પકાવનારનો) ... ... | ૭૫ |
| ૬—ફકીરની ધુંઇ તથા કરતારાનો (કીમીયાંગર)... ... | ૫૦ |

એ મુજબના આતશો ગાલવાની અને તેની ઉપર યજશને વંદીદાદો ભણવાની ક્રીરયા છેક દોઢ વરશની લાંબી મુદતવેર મોબેદોની દરરોજની ચચાર પાંચ પાંચની વધુ શંખયાની જોડથી ચાલુ રાખીને પુરી થવા પછે રોજ ૩ જો માહા ૨ જો અરદીબેહસત શેહનશાહી શને ૧૨૬૭ યજદેજરદી-તારીખ ૧૭ મી અકટોબર શને ૧૮૯૭ ને વાર રવીનો દીવશ એ નવાં આતશ બેહરાંમને પરથવાનો મુકરર કરવામાં આવ્યો; અને તે દીવશ જેમ જેમ આગલ આવતો ગયો તેમ તેમ એ નુરી કેબલાના પાક મુકામ વાલો ચરની વાડીનો લતો જરથોસ્તીઓથી એટલો તો હલીમલી રહેઓ કે ઘણાક દીવશોવેર શહવાર ને સાંજ–રાત ને દીશ તે કેબલાનુ સુંદર રોણકદાર મકાંન જોવા અને તેમાં તઇઆર થાતા પાક કેબલાને નીહાલવા માટે જરથોશતી આલમની મોટી દરબરી પડતી હતી. કેમકે આ નુરી કેબલાનુ પાક મકાન ઘણી શરશ ઢપે અને રોનકદાર બંધાવામાં આવયું છે, અને તેની કારીગરી અશલી ઈરાંન દેશના બુલંદ તખતે જમશેદના જેવી લીધી છે. અને જેમ મકાન બહારથી શરશ છે તેમ તેની અંદરના ભાગો પણ ઘણા સરસ દેખાવના અને અછ્છી શુનેરી નકશીનાં થાંબો અને મેહરાબો અને તેની વચે અશલી ઈરાની ગોધાઓના પુતલાઓ એ શરવે જોવાજોગ અને તારીપ લાયક છે, તેથી એ મકાન એવું દીપી નીકલીઉ હતું કે રશતે જાતાં તેપર પરન્યાતનું પણ ધેઆંન ખેંચાયા વગર રેહતું નહી હતું; એટલુંજ નહી પણ એ બંધાતાં ખાલી મકાનમાં જયાંવેર પરજ્ઞાતવાલાઓથી દાખલ થવાઈ શકાતુ હતુ ત્યાંવેર ભલભલા મોટા નામીચા અંગરેજ, હીંદુ, મુસલમાંન વીગેરે પરજ્ઞાતના ઘણા ગ્રહસથો પણ એ નાંમીચાં મકાનની બાંધણી નીહાલવા અને એક પાક ધરમના નવાં મકાંનને લગતી જાણવાજોગ વીગતોની પુછપરછ કરવાને આવતા રહેઆ હતા. એ મકાન લાંબું ફીટ ૧૦૪) ઉગમનથી તે પશચમ શુધી છે અને પોહલું ફીટ ૬૧) દખનથી તે ઉતર શુધીનું છે અને એ મકાન પરશીપોલીતન શતાઇલનું યાને અશલી ઈરાની તખતે જમસેદના મેહલની ઘપનું બાધેલું છે. એ આખાં મકાનમો બારી અને દરવાજાની ઉનચાઇ ફીટ ૧૪) ને પોહલાઇ ફીટ ૬) ની બેશાડેલી છે. દરવાજાના ઉમબરો મારબલના છે અને તેની જમીન ઉપર વેલાતી તાઇલશ, કાલા પથરની લાડીઓ અને કોબાની કીધેલી છે. એ મકાનનો ભરણી મઠાલો (પીલીનઠ) રસતા ઉપરથી ૫) ફીટ ઉનચી છે. પલીનઠના મઠાલાથી માલની ભોએ ૨૨—૧॥ ઉનચી છે. મજલો ઉપરનો ૧૯–૬ ઉચો છે અને તે ઉપર છાપરૂ કીધેલું. એ મકાનને ૯) ભાગમાં વેહચેલું છે તે નીચે મુજબ છે.

૧ લું—બંદગી કરવાનો મોહટો હાલ જે લાંબો ફીટ ૫૫) ને પોહલો ફીટ ૫૫) છે તેમાં બારી દરવાજા નંગ ૧૭) લાંબા ફીટ ૧૪) ને પોહલા ફીટ ૬) ના મુકેલા છે; તેની ઉનચાઇ ફીટ ૨૦॥ છે. બારીઓની ખુનીમો બેશવાને સારૂ બેઠકો બનાવી છે. એ હાલ શખી વજુદ શેઠ શાપુરજી સોરાબજી નારીએલવાલાએ બંધાવયો છે તેની તખતી મારેલી છે.

૨ જુ—એ હાલની અંદર (શાનકતમ શાંકતોરઅમ) પાક ગોઢ્ઢા મારબલના પથરનો બાંધેલો છે જેની લંબાઇ ફીટ ૨૫ અને પોહલાઇ ફીટ ૨૫ ની છે. એ ગુંબજ અંદરથી ફીટ ૨૦×૨૦ નો છે તેની દેવાલ જાડી ફીટ ૨॥ છે બાહરની બાજુએ મારબલ જાડો ઇંચ ૯) છે અને અંદરથી ઇંટ ચુંનાનુ બાધ કામ કીધેલુ છે અને જે જે નકશીઓ કારનશીઓ કોતરેલી છે તે શરવે અશલી ઇરાની ઢપની છે. એમાં જવાને શારૂ ૧) મોટો દરવાજો લાંબો ફીટ ૧૦) અને પોહલો ફીટ ૫ નો મુકેલો છે અને હવા ઉજાશને શારૂ બારી નંગ ૮) લાબી ફીટ ૭॥ ને ફીટ ૪) ની છે. બારીના ઉપલા ભાગમાં નકશીની કાશત આઇરનની બનાવેલી જાલી છે, અને એ બારીઓમાં પીતલની ગાંઠની પાલીશ કીધેલી ગરાડો મુકેલી છે; એનો મોટો ઉબર પણ મારબલનો સાલીદ છે તથા એની જમીન કાલી અને પીલી લાદીની કાતરાની બનાવેલી છે. અંદરથી ઇતના કામને કલપ્રાત કીધેલી છે તેમાં સર સામન સુખર વીગેરે મુકવા સારૂ તાકો બનાવયો છે. એના ચાર ખુણામાં મોટા પઠરના કારબલો મુકીને તે ઉપર ધાંટો ટાંગીયા છે. એ માથે ઇતનો ૧) ચોરસાઇનો ગુંબજ બાંધેલો છે; તે ગુંબજની વચો વચમાં એક મોટો વેહ મુકી તે ઉપર પોરબનદરના પથરાની છતરી કીધી છે અને તે મુજબ બીજી નાંધલી છતરી નંગ ૪) બનાવી છે કે તેમાથી સરવે ધુંમાડો નીકલી જાએ અને તેની ઉપર પાછુ એ આખા મકાનનું છાપરૂ આવે છે. અને એ ગુંબજની જગા ઉપર બીજી લાકડાની ચીમની કરી લીધી છે. એની જમીન બંદગી કરવાના હાલથી ઈંચ ૯) ઉંચી રાખી છે. અને લાડી ઉપરથી ગુંબજ ફીટ ૩૬) ઉંચો છે. એના ચારો ખુના ઉપર બાહરથી કુરલાના શંગીન પથરાના ઠામલા બાધેલા છે. એના દરવાજાને માથે શખી વજુદ શેઠ કાવશજી દીનશાહ એદનવાલાએ એ ગુંબજ પોતાના મરહુમ ધણીઆણી બાઈ જરબાઈના પુનને સારૂ બધાંવી આપયો તેની તખતી કાલા મારબલ ઉપર શોનેરી હરફે કોતરેલી મુકેલી છે.

૩ જું—બંદગીના હાલની ઉગમણે ૧) પાશીશ પોહલી ફીટ ૯॥ અને લાંબી ફીટ ૫૫) ની બનાવેલી છે તેની જમીન કાલા પઠરની લાદીની કીધેલી છે. એ પાશીશમાં બંદગી કરવા આવનારા શાહેબોના જોરા રાખવા તથા બીજો પરચુતન શામન મુકવાને સારૂ છે.

૪ થું—એ પાશીશની ઉગમણે ૧ નાહલો હાલ બનાવયો છે તે લાંબો ફીટ ૫૫) ને પોહલો ફીટ ૨૦॥ છે. એ હાલમાં જરથોસતી બાલકોને શુદરેહ પેહરાવવા, નાંધલા જશનો કરવા અને બીજી નાંધલી મીજલશો ભરવાના કામસર વપરાશ શારૂ રાખયો છે. એની જમીન વેલાતી તાઈલશની કીધી છે અને એના બારી બારણાં મોહટા હાલના જેહવાં કીધેલાં છે. એ હાલને પણ અંદરથી તેલનો રંગ લગાડેલો છે. એ હાલ દશતુર જમશેદજી સોરાબજી કુકાદારૂએ બંધાવયો છે તેની તખતી મારેલી છે.

૫ મું—આગલો ઓટલો લાંબો ફીટ ૫૫) અને પોહલો ફીટ ૧૫) અને ઉનચાઈએ ફીટ ૨૨—૧॥ છે. એ ઓટલા ઉપરના ૪) અશલી ઇરાની તખતે જમશેદના મેહેલની ઢપના ઠામલા તેમાં નંગ ૨) શેઠ જાંગીરજી નશરવાનજી મોદીએ પોતાના મરહુમ પીતા તથા માતાજીના પુનને સારૂ મુકાવેલા છે. અને બીજા ૨) ઠામલા આ. આદરજી હોમજીના બેટીએ પોતાના મરહુમ ભાઇ એદલજી તથા પોતાના પુનને સારૂ મુકાવેલા છે અને ઓટલા ઉપરના મોટા બારણા ૨) મરહુમ આ૦ મનચેરજી દોરાબજી વકીલ તથા ઇજનેરના પુણને સારૂ તથા તેવણના મરહુમ ધણીઆણી બાઈ જરબાઇના પુણને સારૂ મુકાવેલા છે તથા બારી ૨) આગલી મરહુમ શેઠ માણેકજી હોરમજી કમેશરીએટવાલા તથા તેવણના ધણીઆણી મરહુમ પીરોજબાઇના પુણને સારૂ મુકાવી છે તથા બારી ૧) ઓટલા ઉપરની મોબેદ બમનજી ખરશેદજી પાવરી અથવા જંનડેલે પોતાના મુરબી ખરશેદજી તથા માતાજી બાઈ જીવીબાઇજીના પુણને સારૂ મુકાવી છે, તથા બીજી બારી ૧) ઓટલા ઉપરની વચમાંની મરહુમ શેઠ દીનશાજી ફરામજી વાડીઆની પવી-

તર યાદમાં શેઠ રૂશતમજી ફરાંમજી વાડીઆએ મુકાવી છે. તથા બારી ૧) ઓટલાપરની શેઠ દીનશા દોરાબજી કોલાબેવાલા એડનવાલાએ પોતાના મરહુમ બપાવા એદલજી માણેકજી કોલાબે-વાલા એડનવાલાનાં પુણને સારૂ મુકાવી છે, અને એની જમીન વેલાતી તાઈલની કીધી છે અને બીજો ખરચ શેઠ પેશતનજી રૂશતમજી કાંગાએ પોતાની ધણીઆણી બાઇ બેહેમનબાઈના પુણને સારૂ મરનારની પુંજીમાથી બંધાવી આપી છે. એ સરવેની તખતીઓ તે જગા ઉપર મારેલી છે.

**૬ ઠું**—ઓટલાની ઉગમણે બીજા ૪) ઠામલા ઓટલા ઉપરના જેહવા અશલી ઈરાની તખતે જમશેદના મેહેલની ઢપના બનાવયા છે તેની ઉપર ૧) અગાશી બનાવી છે અને તે અગાશીની ઉંચાઈ રસતા ઉપરથી તે તેની જમીન શુધી ફીટ ૨૭-૬ છે, તેને ફરતો કઠેરો પણ અશલી ઈરાની ઢબનો બનાવયો છે. એ પોરતીકો મરહુમ શેઠ કુવરજી હોરમજી ભાભાના પુણને માટે તેના નબીરા શેઠ સોરાબજી બેહરાંમજી ભાભાએ બંધાવીઓ છે અને તેની પણ તખતી તે ઉપર મારેલી છે.

**૭ મું**—એ મકાન ઉપર માલ ૧) બનાવેલો છે તે માલ ઉપર જવાને શારૂ ઉતર બાજુએ ખાલી જમીન ઉપર શાગલી લાકડાંનો દાદર પોહલો ફીટ ૫ાા નો બનાવયો છે.

**૮ મું**—માલ ઉપરનો હાલ જે લાંબો ફીટ ૬૫) ને પોહલો ફીટ ૫૫ાા નો છે. તેની ઉંચાઇ ફીટ ૧૮) શીલીંગનાં તલાચાં સુધીની છે. એ હાલમાં મોટી બારી બારણા મલીને નંગ ૨૦) વીશ છે. માલના હાલની જમીન ઉપર મારબેલની લાદી જડી છે. અને હાલમાં અશલો ઈરાની ઢપના ૪) ઠામલા મુકીને તે ઉપર આખા મકાનનું છાપરૂ બનાવીઉ છે. હાલમો અંદરથી સાગ-લી લાકડાંની શીલીંગ કીધેલી છે. છાપરૂ માગલોરી નલીઆંનું બનાવેલું છે. એ હાલની પશચીમે ગુંબજની બેઉ બાજુએ ૨) ઓરડા બાંધેલા છે તે ૨૫ × ૧૮ ફીટના તથા ઉનચાઇ હાલના જેટ-લી છે તેમાં પણ હવા આવવાને સારૂ હાલના જેટલી શાઇજની બારી બારણા મુકેલાં છે. એ ઓરડાઓનો દખણ બાજુનો ઓરડો લાઈબરેરી સારૂ વપરાસમાં લેવાનો છે. હાલની ઉગમણી તરફ અને નીચલા ઓટલાને માથે એક લોબી ઈઆને મોટો વરનદા કીધેલો છે તે પણ લાંબો ફીટ ૫૫) ને પોહલો ફીટ ૧૫) નો અને હાલના જેટલો ઊંચો છે અને એ વરનડાની ઉગમણે અને પોરતીકાને માથે અગાશી કીધેલી છે જે લાંબી ફીટ ૩૦) ને પોહલી ફીટ ૧૦) ની છે. એ હાલ સખીવજુદ શેઠ દાદાભાઇ નશરવાનજી કંટરાકતરે પોતાના પુણને શારૂ બંધાવી આ-પયો છે, તે હાલ મોટાં જશનો તથા ભાશાંણો, મીજલશો ભરવાને કામમાં લેવામો આવશે. એ હાલમાં કેટલાક જરતોશતી સાહેબો જેવોએ આ આતશબેહરાંમ બનાવાનાં કામ ઉપર લક્ષ આપીને પાર ઉતારયું છે તેવોની તથા બીજા મદદગારોની તશવીર મુકેલી છે.

**૯ મું**—આગલી બાજુએ જે કાતરો કીધેલો છે અને કાતરાની બાજુએ હઇઆરખી કરી-ને છાપરૂ ધાકી નાંખીઉ છે તે પણ શરવે અશલી ઈરાની ઢપની બનાવેલી છે. કાતરાની વચોવચમાં પોરબનદરના પથરાનું આખુ ફરોહર બનાવીને બેશાડીઊં છે તે ફરોહરના દાબા હાથમાં ૧ કરૂં ધરેલું છે અને જમણો હાથ તે પાક પરવરદેગારની બંદગી તથા શુકરાના કર-વામાં ધરેલો છે. આખા મકાનનો આગલો ભાગ શરવે અશલી ઇરાની તખતે જમશેદના ચેહની ઢપનો બનાવેલો છે. એ મકાનની બાહારની મીજલશ સાથની, તથા ગુંબજનાં પવીત્ર ઓરડાની ફોટોગરાફી શખી યોશ કંપનીવાલા શેઠ પરવેજજી દાદાભાઇએ પાડી લીધી છે.

જેમ જાહેર કરવામાં આવ્યું છે તેમ એ નવાં આતશબેહેરાંમ બનાવવાને માટે જોઇતા જુદી જુદી જાતના આતશોને ઉપર જણાવ્યું તેવી રીતે દોઢ વરશની લાંબી મુદત વેર કીરયા ચાલુ રાખી ઇજી પાવ કરી તે બધા આતશોની કીરયા પુરી થાવા પછે તે બધા આતશોને એક કરવા જોઇએ; તે મુજબ યજદેજરદી સને ૧૨૬૬ ના ગ્ગાથા" ગંબારમાં પેહલે ગંબારે એટલે આતશબેહેરાંમ સાહેબ સથાપવાની

નજદીક એક માસ અગાઉથી પેલા એકઠા કીધેલા આતશને કીરીઆ કરવાની અશલ દરેમેહેર-વાલી જગોપરની એક ચોતરફથી બંધબસ્ત અને ફરતી ફરેકારોથી ઘેરાયલી હલાયદી ઓરડીમાં કે જ્યાં બીજા કોઇ આતશ કે ચરાગનો ઓલો નહીં પડે તેવી રીતે રાખી મેલી તે ઉપરબી પાછી ઇજશને વંદીદાદનાં ભણતરોની કીરીયા દરરોજ ચાલુ રાખી હતી. અને તે પછી આ-તશબેહેરાંમ સથાપવાનો મોટો નવો ગુંબજ પણ તુરી કેબલાને સથાપવાનાં દીવસની અગાઉ નાં છેલા ચાર દીવસ સુધી તેવીજ યજશને વંદીદાદનાં પવીતર ભણતરોની કીરીઆથી ચોખો કરી રાખેઓ હતો. એક ગમથી એ બધી તૈયારી ચાલી રહી હતી. તેમ બીજી ગમથી એ નવાં આતશબેહરાંમની પહેલ વેહેલી બોય દેનાર દસતુર કેખશરૂ જામાસપજી મીનોચેરજી જામાસપ આશાના અગાઉથી બરશનુમ લઈને તઇઆર થાવા જોઇએ, તેને માટે તેવો કોલાબાની શેઠ જીજીભાઈ દાદાભાઈની દરેહમેહેરમાં કેટલાક દીવસ થયા બરશનુમની કીરયામાં બેઠેલા હતા; તેવોને નવાં આતશબેહરાંમની બોય દેવાની કીરયા કરવાના ત્રણ દીવસ અગાઉથી રાતે દશ કલા-કને જેવે નવરે વખતે કેટલાક જરથોશતીઓની દબદબા ભરેલી મીજલસ સાથે ઘટતી તરબીઅત સાથ ચલાવીને એક શરઘસનાં આકારમાં આતશબેહરાંમનાં મકાંનમાં લાવવામાં આવેઆ હતા.

સંધી સામગ્રી પુરી થવા પછે જ્યારે ઠેડવેલો આતશબેહેરાંમ સથાપવાનો નેક દીવસ રોજ ૩ જો અરદીબેહસત માહા ૨ જો અરદીબેહસત આવી લાગો તેદારનો દીવસ–અને તેદારે મુંબાઈમાં થયલી જરથોશતી ટોલાની ધમર ચકરીની યાદગારી એક મોટામાં મોટા તેહવારના સરખી મોહતશવ જેવી તવારીખમાં નોંધાઇ રહેવાની. એ દીવસની આખા જરથોસતી ટોલાની નાંહાનાં મોટાંઓની ઉલટ—ઉમેદ અને ખુશાલી એટલી તો વધી ગઇ હતી કે તેનું બયાંન થવું મુશકેલ છે. એ દીવસ ઉગવાની અગાઉ બરી બાંમદાદથી લોકોની ધ-માલપર ધમાલ અને ગીરદીપર ગીરદીઓ મકાંન તરફ આવવા લાગી હતી અને આખું મકાન ગમે તેવું બુલંદ અને બોહોળું છતાં લોકોની ગીરદીથી એટલું ઘેરાઈ ભેલાઇ ગીઉં કે એક કીરીની માફક કોઈને ચાલવા હાલવાની જગો મલી શકી નહીં હતી. એમાં જેમ મુંબઇની તમામ જરથો-સતી વસતી શામેલ હતી. તેમ બાહાર ગામોથી પણ પુશકલ લોક આવયું હતું. તેમાં બેહદીનો ઉપરાંત દેશાવરનાં દશતુરોની પણ હાજરી જણાતી હતી. જેમા પુણાવાલા દશતુર સમશુલ ઓલમાં ખા. બા. હોસંગજી જામાસપજી, દસતુર કેકોબાદ નશવાંનજી, નવસારીવાલા નાયબ દસ્તુર એ-દલજી નવરોજી મેરજીરાંણા, સુરતવાલા દશતુર બરજોરજી દારાબજી દારાબ પાલણ અને દશતુર કાવશજી નશરવાંનજી, કલીઆણીવાલા દશતુર દારાબજી રૂશતમજી સંજાણા, તથા ઉદવારે વી-ગરે બીજે ઘણે ઠેકાંણેના દશતુર–એરવદો–દેશાઇઓ, અથોરનાંનો અને બેહદીનો સંખ્યાબંધ આવેલા હતા. આતશબેહેરાંમવાલા મકાનમાં બે દરવાજા આવેલા એક ઉગમણે મોટો, અને આથમણે નાંધલો તે બંધે દરવાજેથી લોકો આવવા માંડેઉં હતું. પણ પાછલે દરવાજે દરેમેહેર વાલી જગોપરથી પાક આતશના કેબલાને લઈ જાવાના હોવાથી અને તેનાં ચાલતાં સરઘસને લગતી અગતની કીરીયા જોવા જોગ હોવાથી તાંહાં ઘણું લોક આવવા લાગું હતું. પણ ત્યાં માત્ર નવાં આતશબેહરાંમનાં કામને લગતી આગલી ઠહેલી કમીટીનાં મેમબરોને તથા બીજા થોડાજ લોકોને આવવા દીધા હતા. જેવો જામા પીછોડીના ફુલ દરેસથી બીરાજ્યા હતા. ચઢતા પોહોરનો વખત થાતાં પુશકલ લોકો અગાઉથી આવી પુગીને તમામ લોકો બંદગીમાં મશગુલ હતા પણ કોઇનેબી ગુંબજ આગલના મોટા હોલમાં દાખલ થાવા નહીં દેતાં તેનાં દરવાજા અગાઉથી બંધજ રાખયા હતા. શહવારે નવ કલાકનો અમલ થાતાં–શરૂઆતમાં નાયબ દસ્તુર કેખશરૂ જામાસપજી મીનોચેહેરજી તથા મોબેદ ફરદુનજી એદલજી વજીફદારે દરેમે-હેરમાં પેલી ઓરડીમા તૈયાર કરી રાખેલા આતશના આફરગાનીઆનું અકેકું કડું પકડી દરેહ મેહેરમાંથી આતશને ગુંબજવાળા તખત આગળ લઇ જવાને ઉંચકયું હતું, તેઓ સાથે બીજા

૧૨ મોબેદો પણ સરઘસના આકારમાં પોતાના હાથમાં સમશેરો, ગરજ, બરછી, ભાલા વગેરે લઇ સજ થઈ ઉભા રહયા. સમશેરવાળા બે મોબેદો પેહેલી હરોલમાં હતા, જેઓ પાછળ નાયબ દસતુર કેખશરૂ તથા મોબેદ વજીફદાર હતા, અને બાકીનાઓ સરઘસની પાછલી હરોલમાં હતા. તેવોએ ચાલવા માંડયું. પેહલાં દરેહમેહેરમાં બનાવેલી જે ઓરડીમાં આતશ રાખવામાં આવયા હતા તે ઓરડીનો દરવાજો પસાર કરી, દરેહમેહેરના આથમણ દીશા તરફના પહેલા દરવાજામાં-થી આતશ સાથનું સરઘસ બહાર ઓટલા ઉપર આવી લાગતાં હાજર રહેલા ગ્રહસથોએ જોસ-ભરી તાલીઓથી આતશને નમન કરી વધાવી લઇ પોતાનો હરખ જાહેર કરયો; તે પછી દરેહ-મેહેરના બીજા દરવાજામાંથી સરઘસ પાછું દરેહમેહેરમાં દાખલ થયું અને ત્રીજા બારણામાંથી પાછું બહાર નીકળતાં તેને આગળ માફક તાલીઓથી વધાવી લેવામાં આવયું હતું. સરઘસ હવે દરેહમેહેરના ઓટલા ઉપરથી નીચે ઉતરયું અને દરેહમેહેરના કમપાઉંડમાંનો નાકેનો પુરવ તરફનો દરવાજો પસાર કરી, દરેહમેહેરની હદ છોડી, આતશબેહેરામની પાછલી બાજુના કમપાઉંડવાળા ભાગમાં દાખલ થયું. તે પછી ફરસબંદીની પગથીઓ ઉપરથી ચહડી આતશબેહેરામના પાછલી બાજુના દરવાજામાંથી પસાર થયું, અને દરેહમેહેરમાં હાજર રહેલા ગ્રહસથોએ પણ સરઘસ પાછળ જવાનું ચાલું મુકયું. એમ ચોકસ દશાના અમુક દરવાજા શી રીતે પસાર કરવા જોઇએ તેની જેમ ધરમની રૂહેની રીત હોય તે મુજબ કરતા ચાલી સરઘસને છેલ્લો એકજ, યાને ૭ મો દરવાજો જે પાદશાહના તખતમાં દાખલ થવાનો હતો, તે દરવાજો પણ પસાર કરી સરઘસ હીંઢોળા આગળ આવી લાગ્યું, અને પોતાના હાથમાનું નાનું આફરગાનીઉં ગુંબજમાના મોટા આફરગાનીઆં નજદીક મેલી, તેનું ઢાંકણું ઉઘાડી નાખયું. એ વેલાએ ગુંબજવાલા હોલના બંધ દરવાજા ખોલા કરી લોકોને અંદર દાખલ કીધા જે થતાં હાલમાં એટલી ભચડા ભચડી થઈ ગઈ કે બોલવાની વાત નહીં. એ પછી નાયબ દસ્તુર કેખશરૂએ પેહેલ વેહેલી બોય દેતાં "યથાઅહુવરીઓ" ના પાક કલામ પઢી "શયોથેનનામ" બોલતાં એક ચમચ વડે નાના આફરગાનીઆમાંથી આતશો લઇ ગુંબજના તખત ઉપર ગોઠવેલાં મોટા આફરગાનીઆમાં તે મેલયા. બીજી બે વાર એમ ફરી કરી, નાના આફરગાનીઆમાંના સઘળા આતશો મોટાં આફરગાનીઆમાં મેલી દેવામાં આવયા હતા, અને તયાર પછી મોટા આફરગાનીઆમાં સુખડ વગેરે મેલી તેમાંના આતશને એક મોટા બળતાંમાં રોશન કરવામાં આવયો હતો. એ વેળા ઓજારો સાથના મોબેદો ચોકી પાહરો રાખવા આતશના તખતની ચોગમ ઉભા રહયા હતા, અને આતશ મોટા આફરગાનીઆમાં મેલાઈ રહયા પછી, તથા તેમાંના આતશ ઉપર સુખડ મેલાઈ રહયા પછી તેઓએ પોતાના હા-થમાંના હથીઆરો આતશબેહેરામના તખત નજદીકની ભીંત ઉપર ઓલવી દીધાં અને સર-ઘસમાંના થોડાક મોબેદો સીવાય બાકીનાઓ ગુંબજમાંથી બહાર નીકળી પડયા. ચારે બાજુનાં ચકર ફરીને બોય દેવાઇ, અને સુંદર ઘાંટનાં બુલંદ અવાજોથી આલમને આશકારાં થયું કે નવાં આતશબેહેરાંમ શાહેબ તખતનશીન થાઇ ચુકા!! તે પછી સેજદો કરવા આવેલા ગ્રહસથોનુ સુખડ એ આતશ ઉપર મેલવાનું ચાલુ થયું.

બાદ ઉપલા મજલાના હોલમાં જશનની ક્રીયા, જરથોસતી મરદોની અસાધારણ મોટી સંખ્યા સનમુખ દસ્તુર ડાકટર જામાસપજી મીનોચેહેરજી જામાસપઆશાનાની આગેવાની હેઠળ શંખયાબંધ દસ્તુર તથા મોબેદ સાહેબોએ કરી હતી. તે સરવે જરથોસતી તમાશગીરોની અસા-ધારણ મોટી સંખયાને લીધે, પુશકળ ગરબડ વચે પસાર થઈ હતી, કેમકે જથાબંધ જરથોસતીઓ જશનવાળા હોલમાં દાખલ થવાને અશકત થઇ પડયા હતા. જશનની ક્રીયા પુરી થવા પછી, દસતુર ડાકટર જામાસપજી મીનોચેહેરજી જામાસપ આસાનાને અસાધારણ ખુશાલીના અવાજો વચે અંજુમન તરફથી એક શયાલ ઓઢાડવામાં આવી હતી. બાદ મી૦ જાલભાઈ અરદેશર શેઠે જણાવ્યું કેઃ—

**"અંજુમનના સાહેબો—આએ જરથોસતી અંજુમનનાં આતશબેહેરામના મકાનને લગતી સઘળી ફરજયાત ક્રીયાઓ બરાબર ધરમની રાહે માનવંત દસતુર ડાકટર જામાસપજી**

મીનોચેહેરજીની તથા બુજરગ અને કાબેલ આથોરનાન સાહેબોની ખુદ દેખરેખ તળે થઈ છે અને હવે એ ક્રીયાઓ પુરી થવાથી હું મોટી ખુશી સાથે આએ પાક મકાન દીનદાર જરથોસતીઓના વપરાસ માટે આજ દીનથી ખુલ્લું થયલું જાહેર કરૂં છું. (ખુશાલીના પોકારો) એ ખુશાલીમાં તમો સાહેબો પણ ભાગ લેવો છો એવી મારી પુર ખાતરી છે, કારણ કે આજ દીને જશનની મીજલસમાં હજારો સાહેબોની સામેલગીરી પુરતી રીતે દેખાડી આપે છે કે આ શુભ કામમાં કુલ જરથોસતી અંજુમનની કેટલી બધી દીલસોજી છે. (તાલીઓ) અમારી કમીટીના સેક્રેટરી મી૦ સોરાબજી રૂસતમજી બનશાને તમો સાહેબો આગળ એક અંજુમન પત્ર વાંચવાને માટે એલતેમાસ કરવાની રજા લઉં છું."

મી૦ સોરાબજી રૂસતમજી બનાશાએ નીચલું અંજુમન પત્ર એ પછી વાંચી સંભળાવ્યું:—

"જે થોડાએક ભગર સાથના ગ્રહસ્થોએ તેર વરસની વાત ઉપર આ પાક બંદગીનું મોટું મકાન ઉભું કરવાને માથે લીધું હતું, તે મકાનનું કામ પરવરદેગારની બક્ષેશથી આજ દીને પાર પાડેલું જોઈ તેઓને બેહદ સંતોષ ઉપજે છે, અને એવાં નેક ધરમના કામથી તમો અંજુમનના સાહેબોબી અતીયંત ખુશી થયા છો તે તમારી આજની ગંજાવર હાજરી સાબેત કરી આપે છે. આ ગ્રહસ્થોએ આટલી બધી લાંબી મુદત સુધી ધીરજ ધરી, ખોદા ઉપર સબુરી પકડી પુશકળ અડચણોની વચ્ચે પણ માત્ર ધરમનું એક નેક કામ સમજી જરથોસતીઓમાં કોઇ દીનેબી નહી થયલું એવું શુભ કામ આ ખોદાનું ઘર અનજુમનને પઇસે તઈયાર કરયું છે, એ બીના પારસીઓના ઈતીહાસનો એક અગતનો સફો થઇ પડશે. જેમ બેહેદીન તેમ મોબેદ સાહેબોએ, જેમ શેહેનશાહી તેમ કદમી સાહેબોએ, જે ગ્રહસથોએ તથા બાઇ સાહેબોએ એકસરખી રીતે આએ બેહેસતનાં મકાનને માટે પોતાનાં ખરાં દીલથી બનતી મદદ કરી છે, તે માતર મુંબઇનાજ જરથોસતીઓએ નહી પણ નવસારી, પુના, આકોલા, નાગપોર, બદનેરા, ઇગતપુરા, મઉ, ઇંડોર, કલકતા, ઇરાન તથા ચીન અને બીજી ઘણીએક જગાઓ કે જયાં આપણા નેક ટોળાની થોડી ઘણીબી વસતી છે તયાંના લોકોએ પણ વગર પુછવે આએ અશો કામને માટે નાણાંની રકમો મોકલી છે. આખાં હીંદુસતાનની પારસી અંજુમનની આવી એકસરખી દીલસોજી જોઈ તમારી કમીટીને પુશકળ સંતોશ ઉપજયો છે અને તેઓ એવી દુવા ચાહે છે કે તમો જરથોસતી ભાઈઓ ઘણા ઘણા વરસ જીવી એમાં બંદગી તથા ધરમની ક્રીયા કરતા રહો, કે જેથી કરી માજદીયસનની દીનની મોટાઇ તથા પવીત્રાઇ હમેશ સચવાયલી રહે અને બીજા ધરમના મોટા વીદવાનો જેઓએ પોતાના ખુદ અભયાસથી આપણો ધરમ ઘણોજ ઉતમ છે એમ બતાવી આપયું છે તેમ હમેશ કહેવાતું રહે. હાલના વખતમાં પારસી ભાઇઓ પોતાના ધરમને ખરાં દીલથી ચાહે છે અને દીનચુસત છે તેનો જીવતો દાખલો આએ મકાનની સથાપના છે. આજ તલીક એક મોટું અથવા નાનું બંદગીનું મકાન અનજુમનના પઇસેથી બાંધયું નથી, અને આજના દીવસે જે આએ પવીત્ર મકાન ખુલ્લું મુકવામાં આવયું છે તે દીવસ પારસીઓની તવારીખમાં જાવેદાન સુધી એક ઘણોજ મોટો ગણાશે એમાં તો કાંઇ સંદેહ નથી. આએ ખોદાનું ઘર તઈયાર કરી ખુલ્લું મુકવાને માટે જરથોસ્તી ધરમમાં જે જે ક્રીયાઓ કરવાની જરૂર હતી તે સઘળી સઉથી કાબેલ દસતુરાન દસતુરો તથા મોબેદ સાહેબોની મારફતે, કે જેઓની આશોઈ, ધરમની માહીતગારી તથા ઉસતાદી વીશે આપણા લોકોમાં ઘણું ઉંચું મત છે, તેવા ગ્રહસથોના હાથ હેઠળ પુરેપુરૂં થયલું છે. અને તેની સાથે આએ મકાન ઉભું કરનારી કમીટીએ પઈસા ખરચવામાં તથા મેહેનત કરવામાં કાંઈ પણ ખામી રાખી નથી. આએ મકાન પછવાડે રૂપીઆ સવાબે લાખથી વધુ ખરચ થયો છે, અને હજુર એને માટે નાણાંની મદદ જોઈયે છે એટલુંજ નહી પણ હાલમાં પારસીઓની વસતી વધતી જતી હોવાના સબબને લીધે આવા સારાં મકાનનો વીસતાર વધારવાની ઘણી જરૂર છે. ઘણા જરથો-

સતીઓ આજે પઇસાની સારી શકતી ધરાવે છે, જરથોસતીઓ પોતાની પાછળ મોટી દોલત મુકી જાય છે, પણ તેજ ધણીને ઘણોજ ભાગયશાળી સમજવો કે જે વગર વીલ કરવે બેહેસતના રસતાને માંટે આ ખોદાને ઘરનું બીડું પોતાની શકતી પ્રમાણે જલદીથી ઉપાડી લે. અને તમારી કમીટી આશા રાખે છે કે એવા ધરમચુસત નરો ઘણા બાહેર નીકળશે. આપણી અનજુમન શેઠ શાપુરજી સોરાબજી નાળીએરવાળા, શેઠ કાવશજી દીનશાહ એડનવાળા, શેઠ દાદાભાઇ નશરવાનજી કંત્રાકર તથા શેઠ દસતુરજી સાહેબ જમશેદજી સોરાબજી કુકાદારની ગંજાવર બક્ષેશોને માટે તેઓની સદા આભારી રહેશે, કારણ કે પાછળથી એ દીનદાર જરથોસતીઓની મદદથી આ માહાભારત કામ વહેલું પુરૂં થયું છે. શરૂઆતમાં એ કામમાં મોટી મદદ કરનારા ગ્રહસથો શેઠો નશરવાનજી રતનજી તાતા, મનચેરજી બમનજી પંથકી, માણેકજી હોરમસજી પરવેઝ, સર દીનશાહ માણેકજી પીટીટ, શેઠો રૂસતમજી ડોસાભાઇ શેઠના, હોરમસજી નવરોજી કુપર વગેરે હતા. આપણને એ સઘલી બક્ષેશોનો મોટો ભાગ દસતુર ડાકટર જામાસપજી મીનોચેરજીની અયામ મેહેનત અને સમુરાઇથી મળી છે, તેવણની ઉપર એક ખરા ધરમગુરૂ દાખલ એ ગ્રહસથોનો પુરતો વીશવાસ હોવાથી તેઓએ આએ પાક મકાનના જુદા જુદા ભાગો બંધાવી આપવાને માથે લઇને હમેશનો વધારો કરયો, તેટલા માટે આએ માનવંત દસતુરજીનો ઉપકાર આપણી ઉપર કાયમ રહેશે. આએ રોનકદાર મકાનની કારીગરીને માટે તથા તેની પછવાડે બાર વરસવેર ખંતથી વગર હાંસલે જે તારીપ લાયક મેહેનત કરી તેને પુરૂં કરયુ છે તે માટે શેઠ દીનશાહજી દોરાબજી મીસ્ત્રીની યાદગારી એની જોડે કાયમ રહેશે. એ બાંધકામમાં અમારા બુજરોગ કાબેલ અને સખી દીલના નાયબ સરનશીન શેઠ પેસતનજી રૂસતમજી કાંગાએ પણ અમુલ્ય સેવા પહેલેથી તે છેલ્લે સુધી બજાવી છે, તે માટે આપણો આખો ટોળો તેવણનો આભારી છે. આજ નજદીક તેર વરસ થયાં અમારી કમીટીના એક આનરરી સેક્રેટરી દાખલ શેઠ સોરાબજી રૂસતમજી બનશાએ પોતાનો ઓધો ઘણી બાહોશીથી બજાવયો છે, આ કમીટીનો લાભ એવણે પોતાની કીમતી સુચનાઓથી તથા ધીરજ અને સવતંત્રપણે જાળવયો છે. એ કીમતી સેવાઓને માટે આપણે એવણનો મોટો ઉપકાર માનયે છીયે. આ મકાનના વડા દસતુરજી દાખલ દસતુર ડાકટર જામાસપજી મીનોચેહેરજી જામાસપઆસાનાને ઠેરાવયા છે, તથા એવણના લાયકીવાળા અને કાબેલ બેટા એરવદ કેખશરૂ દસતુર જામાસપજીને નાયબ દસતુર નેમયા છે. આમીન !"

દસતુર ડા૦ જામાસપજી બોલ્યા કે, અંજુમનના ગ્રહસથો, જત આજના મુબારક રોજે અમને જણાવવાને બેહદ ખુશાલી ઉપજે છે કે, આપણી આ સુંદર મુંબઇ નગરીમાં સરવથી પેહેલવેહેલા જરથોસતી અંજુમનનાં આતશબેહેરામ સાહેબના નુરી કેબલાને, તેને લગતી સરવ પ્રકારની ઘટતી રીતની તરબીયતથી, કેટલાક નામાંકીત ગ્રહસથોની ખંત, ઉલટ અને મેહેનતથી, તખતનશીન કરયા છે, તે પોતાના તખત ઉપર હમેશ સુધી બરકરાર રહો તથા જે બીજા નુરી કેબલાઓ આપણા વચે મોજુદ છે, તેઓની સાથે આ નુરી કેબલોબી હમેશે હમેશ સુધી કાયમદાયમ રહો, આપણા જરથોસતી ફીરકાની જાહોજલાલીમાં અને તેની ચઢતીમાં દીન ઉગે વધારો થાઓ. જે કાંઇ મુશકેલી, આફત અને વીપતીઓ હોય, તે સરવે એના મુબારક સાહયાથી ડફે થઓ અને બીજા નુરી કેબલાઓ સાથે એ કેબલાનો નુરી સાહયો, હમેશ હમેશ સુધી કાયમ રહો. આ તકે જણાવતાં અમને વધુ ખુશાલી એટલા માટે ઉપજે છે કે, આ નુરી કેબલો આપણા બખતાવર માયાળું માતુશ્રી મહારાણીજી વીકટોરીયાના પ્રતાપી તથા અદલ રાજયનાં ૬૦ મા વરસની જુબીલીનાં પેહેલાં વરસમાં તખતનશીન કરવામાં આવયો છે, તેનો સાહયો એ નામદાર મહારાણીજી તથા તેવણના પાદશાહી વંશ ઉપર તથા બુલંદ બ્રીટીશ પ્રજા ઉપર સદાકાળ સુધી કાયમ રહો ! તથા તેવણના પાદશાહી અહેવાનમાંથી તેમજ તેવણના રાજયના બોહોળા

વીસતારવાળા મુલકો ઉપરથી મરકી, દુકાળ, આફ્ત, લડાઈ સરવે સદાનાં નાબુદ થાવો ! અને તેની જગયાએ સરવે પ્રકારની આબાદી, સુખશાંતી, સુલેહસંપજ પોતાના મુબારક કદમ પધરાવો !

વળી આ તકે પરવરદેગાર સાહેબની જનાબમાં આપણે દુવા ગુજારયે છીયે કે, તે સાહેબ પોતાના એ નુરી કેબલાના સાહયા મારફ્તે આપણા હીંદના નામદાર સરસુબા તથા નામદાર મુંબઈના રહેમદીલ હાકેમ સાહેબ જેઓ આજ કેટલોક વખત થયો દુકાળ, મરકી, આફ્ત અને બીજાં અનેક વીઘનોમાં રોકાયલા છે અને જેને ઠેફે કરવાને તથા રઇયતમાં સુખશાંતી અને આબાદી પાંથરવાને અતીઘણી ઝેહેમત અને રંજ રાત દીવસ ખેંચે છે તે તેઓની મેહેનત સફળ થાવો ! અને તેઓ પોતાનો બાકીનો અમલ, સુલેહસંપજ, સુખશાંતી અને આબાદીમાં એ નુરી કેબલાના બુલંદ પ્રતાપથી ગુજારો ! અમારી એ દુવા સરવેને આમીન થાવો !

સેવટે જે સદગ્રહસથો તથા બાનુઓ શું અદના કે આલાએ સરવેએ નેક કામમાં પોતાનો હીસો આપયો છે તથા જેઓએ દુર દેશાવરો ખાતેથી કેટલીક રંજ અને ઝેહેમત ખેંચી આ શુભ ક્રીયામાં હાજર રહેવાની તસદી ફરમાવી છે તેઓ સરવેનો મોટાં હેશાન સહીત અમો ઉપકાર માનયે છીયે. (તાલીઓ)

દસતુર જામાસપજીને અનજુમનવાલી મલેલી શયાલ ઉપરાંત મી○ જાલભાઈ શેઠ, મી○ રૂસતમજી ડોસાભાઇ શેઠના, સર દીનશાહ માણેકજી પીટીટ, બાઇ દીનબાઈ નશરવાનજી પીટીટ, પુણાવાળા સરદાર દસતુર હોશંગ જામાસપ, આપા બાગના સભાસદો, આતશબેહેરામ કમીટીના સભાસદો, શેઠ માણેકજી શેઠની અગીયારીના મુતવલીઓ, એજ દરેમેહેરનાં મોબેદો, શેઠો કાવસજી દીનશાહ એડનવાળા, અરદેશર શાપુરજી સોરાબજી નાળીએરવાળા, દોરાબજી દીનશાહ એડનવાળા, કામાબાગના ત્રસટીઓ, બનાજી લીમજીની દરેહમેહેરના ત્રસટીઓ, બનાજી લીમજીની દરેહમેહેરના આથોરનાનો, મી○ હીરજી અરદેશર દાદીશેઠ, કદમી મોબેદો, મીનોચેહેર હોમજીવાળા મોબેદ સાહેબો, ચંદનવાડીનાં આ નવાં આતશબેહેરામના મોબેદો, કોટની લંગડાની દરેહમેહેરના ત્રસટીઓ, એજ દરેહમેહેરના મોબેદો, નવસારીના પોળીઆ દેશાઇ એદલજી બમનજી, નવસારીના દસતુર સાહેબ દારાબજી મહીયારજી, નવસારીની ભગરસાથની અંજુમન, નવસારીના નાયબ દસતુર એદલજી નવરોજજી મેહેરજીરાણા, દાદાભાઇ નશરવાનજી કંત્રાકટર, ખેતવાડીના જરથોસતી રહીશો, નવસારીની બઝમેરોજે હોરમજદ, ઉદવાડાવાળા એરવદ બેહેરામજી પેસતનજી ભરડા, મી○ નશરવાનજી પેસતનજી તાડીવાળા, મી○ પેસતનજી નશરવાનજી ગોદીવાળા અને દસતુર હોરમસજી માણેકજી સંજાના વગેરે તરફથી મળીને સઘળી મળી ૪૩ શયાલો ભેટ અપાઇ હતી. પારસી પંચાયતના ત્રસટી શેઠ હોરમસજી એદલજી આલબલેસે દસતુર ડા○ જામાસપજીને "પારસી પંચાયત તરફથી" એક શયાલ ઓઢાડી હતી, તેને માટે સમશુલઓલમાં એરવદ જીવણજીએ, પંચાયત તરફનો નીચલો પત્ર વાંચી સંભળાવયો હતોઃ—

"પારસી પંચાયતનું ખાતું સથાપવાને આજે નજદીક ૭૪ વરસ થયાં છે. તે ખાતું સથાપવા પછી આજે શેહેનશાહીઓનું ત્રીજું આતશબેહેરામ તખતનશીન કરવામાં આવયું છે. એક શેઠ દાદાભાઇ નશરવાનજી મોદીવાળું સુરતનું આતશબેહેરામ, બીજુ શેઠ હોરમસજી બમનજી વહાડયાજીનું મુંબઈનું આતશબેહેરામ. અને ત્રીજુ આજરોજે સ્થાપવામાં આવેલું આતશબેહેરામ. ખોદાતાલાની યાદ માટેના એવાં ધરમના મકાનો ઉભાં કરનારા સાહેબોનાં ભલા કામ તરફ કદરસનાસી દેખાડવા માટે પારસી પંચાયતના ત્રસટી સાહેબોએ ઉપલાં આતશબેહેરામો અને કેટલાંક આતશ આદરાનો પરથતી વખતે તેઓના જશનની ક્રીયા વખતે તે મકાનો ઉભા કરનારા સાહેબોને અને મુંબઇના શેઠ વહાડયાજીના આતશબેહેરામ સાહેબ પરથતી

વખતે આતશબેહેરામના દસ્તુરજી સાહેબ એદલજી દારાબજી સંજાનાને, શયાલો ઓઢાડી હતી. તે મુજબ આજ રોજે તખતનશીન કરવામાં આવેલા આતશ બેહેરામ સાહેબની સથાપના કરવામાં ભાગ લેનાર કારોબાર મંડળીના સરનશીન શેઠ જાલભાઈ અરદેશર શેઠને એક શયાલ ઓઢાડવામાં આવેછેજી, અને ઉપલી કારોબાર મંડળીએ દસતુરજી સાહેબ ડાᵒ જામાસપજી મીનચેહેરજી જામાસપઆસાનાને આ મકાનના દસતુરજી નેમયા છે, માટે આ મકાનના દસતુરજી તરીકે એવણુ સાહેબને એક શયાલ ઓઢાડવામાં આવેછેજી. ”

નાયબ દસતુર કેખશરૂ દસતુર જામાસપજીને છ શયાલો ઓઢાડવામાં આવી હતી, જે ભગર સાથના અંજુમન, સર દીનશાહ પીટીટ, મીᵒ દાદાભાઈ નશરવાંનજી કંત્રકટર વગેરે તરફની હતી.

આતશબેહેરામની કમીટી તરફથી દસતુર ડાᵒ જામાસપજીને રૂ૧૦૦૧ ની ‘પરસ’ તથા રૂપાના એક સુંદર કાસકેટ સાથ એક માનપત્ર ભેટ આપવામાં આવ્યું હતું.

દશતુરજી જામાસપજીને બજારગેટ વગેરેનાં જરથોસ્તીઓ તરફથી ૧ શયાલ, રૂ ૧૧૦૦ ઉપરની રકમ સાથની એક પરસ તથા એક એડરેસ ચાંદીના એક સુંદર કાસકેટમાં મીᵒ પેસતનજી નશરવાનજી પાવરીની આગેવાની હેઠળ એનાયત કરયાં હતાં. તેઓએ નાયબ દસ્તુર કેખશરૂ જામાસપજી જામાસપઆસાનાને પણ નાયબ દસ્તુર થવાની મુબારકબાદીમાં એક શયાલ ઓઢાડી હતી.

નવસારીના વડા દસ્તુરજી દારાબજી માહીયારજીને આપવા માટે મુંબઈની ભગર અંજુમન તરફથી એક શયાલ તથા એક પરસ દસતુર ડાકટર જામાસપજી મારફતે ભેટ મોકલવામાં આવી હતી.

કમીટીના એક સભાસદ એરવદ પેસતનજી રૂસતમજી કાંગાને કોટની શેઠ માણેકજી શેઠની દરેહમેરેરના મોબેદો તરફથી એક શયાલ શેઠ જાલભાઈ અરદેશર શેઠ મારફતે ઓઢાડવામા આવી હતી.

કમીટીના ખંતીલા એકમારગી સેકરેટરી મીᵒ સોરાબજી રૂસતમજી બનશા, કમીટીનાં ઉમંગી બુજરગ મેમબર એરવદ પેસતનજી રૂશતમજી કાંગા તથા આતશબેહેરામનું સુંદર મકાન બીન હાંસલે બાંધી આપનાર સીલપી મીᵒ દીનશાહ દોરાબજી મીસ્ત્રી દરેકને કમીટી તરફથી ચાંદીના કાસકેટમા એક માનપત્ર તથા ચાંદીનો. “ ટી સેટ” ભેટ આપવામાં આવયાં હતાં.

દસતુર ડાᵒ જામાસપજી તરફથી નીચલા સાહેબોને શયાલ એનાયત થઈ હતી:—નવસારીના ભગર પંથના વડા દસતુર દારાબજી માહીયારજી મેહેરજીરાણાના; દસતુર ડોસાભાઈ સોરાબજી મેહેરજીરાણાના તથા મોબેદ શાપુરજી રૂશતમજી પાવરી.

કમીટી તરફથી નીચલા સાહેબોને શયાલ એનાયત કરવામાં આવી હતી:— નવસારીવાળા દસતુર દારાબજી તથા નાયબ દસતુર એદલજી નવરોજજી મેહેરજીરાણાના, પોળીયા દેશાઈ એદલજી બમનજી, સરદાર દસતુર હોશંગ જામાસપ, દસતુર જમશેદજી સોરાબજી કુકાદારૂ અને મોબેદ રૂસતમજી બમનજી પાવરી. કંત્રાકટર વીઠલ કેશવજીને પણ શયાળ પાઘડી આપવામાં આવયાં હતાં.

એ દીનેની સહવારને વખતની સઘલી કીરીઆઓ અને જશન કરતાં બપોર પડી જાવાથી માંનપત્રો આપવા વીગેરેનું ઘણુંક કામ અધુરૂં રહેલું પુરૂં કરવાને પાછા બપોર પછે સાંજે ૪ા કલાકે બેહેદીનો તથા આથોરનાન સાહેબોના મોટા મેળાવડા સનમુખ દસતુર ડાᵒ જામાસપજીને જુદાં જુદાં મંડળો તથા ગ્રહસ્થો તરફથી માનપત્રો એનાયત કરવામાં આવયાં હતાં. તેમા પહેલું અંજુમન તરફનું માનપત્ર મીᵒ જાલભાઈ અરદેશર શેઠે વાંચી સંભળાવી, રૂપાના કાસકેટમાં મેલી તે દસતુરજીને આપયું હતું.

જરથોસતી ધરમ ઉપર એતેકાદ વધરાવનારી મંડળી તરફનું માનપત્ર મી૦ શાપુરજી કાત્રકે; નવસારીની બઝમેરોજે અહુરમજદ તરફનું માનપત્ર મોબેદ ખરશેદજી એરચજી પાવરીએ; નવસારીની વડી દરેહમેહેરના મોબેદો તરફનું માનપત્ર મી૦ શાપુરજી કાત્રકે; બનાજી લીમજીની દરેહમેહેરના મોબેદોનું માનપત્ર એરવદ નશરવાનજી બરજોરજી દેશાઈએ વાંચી સંભળાવ્યું હતું. જે માનપત્રો રૂપાના કાસકેટમાં મેલી દસતુરજીને એનાયત કરવામાં આવ્યાં હતાં.

નવસારીના પોળીઆ દેશાઇજી એદલજી બમનજીએ એક ટુંક ભાશણ કરી, નવા આતશ બેહેરામ તખતનશીન કરવા માટે દસ્તુર ડા૦ જામાસપજીએ ઉઠાવેલી રંજ તથા મેહેનતના વખાણ કરયા હતા તથા અનેક મુશકેલીઓને દસ્તુર ડા૦ જામાસપજીએ ખંતથી દુર કરી એ કામ અંતે હાર પાડયું તે માટે તેવણને મુબારકબાદી આપી, તે સેવા માટે તેવણનો આભાર માનતાં યાદ આપી કે, આજથી ૨૦૦ વરસની વાત ઉપર ભગરસાથના મોબેદોને સંજાનના મોબેદો સાથ કજીયો બરપા થયલો તે વખતે પણ દસતુર ડા૦ જામાસપજીના વડીલ જાણીતા દસતુર જામાસપઆસાએ મોટી જેહેમત ખેંચી છેક નામદાર ગાયકવાડ સરકારની સમક્ષ જઇ ધટતો ઇનસાફ મેળવયો હતો. એ રીતે જામાસપઆસાના વંશીઓ પોતાની ગરીબ તથા વફાદાર અંજુમનને હમેશ મદદ કરતા આવયા છે. (તાલીઓ).

દસતુર ડા૦ જામાસપજીએ તાલીઓનાં મોટા અવાજ વચે દેશાઇજીનો તથા હાજર રહેલાઓનો આભાર માનતાં જણાવયું કે, ભગર સાથનો ઉતરી આવેલો હું નબીરો છું અને ભગરસાથનો હાલનો મામલો જયારે બનયો તયારે મને કુદરતી જુસો થઈ આવયો અને મેં વીચારયું કે, મારે કાંઇ પણ કરવું જોઇયે અને તેને અનુસરીને મેં આ કામ માથે ઉઠાવયું. (તાલીઓ) એ મારી ફરજ હતી અને માત્ર મેં અદા કરી છે. (તાલીઓ) હું આજે મને પોતાને ધણો ભાગયશાળી થયલો સમજુ છું. આજે તમે મને શયાલોથી તદન ઢાંકી નાખયો છે અને મને એટલોજ સંતોશ છે કે, સારી આલમ તરફથી મને આ માન મળયું છે. (તાલીઓ) સેવટે જે સાહેબોએ મને ચાહયો છે તથા આજે મને માન આપયું છે, તેમનો ખરાં અંતઃકરણથી હું ઉપકાર માનુંછું (તાલીઓ તથા હરશનાદ)

મી૦ મનચેરજી કાવસજી મનસુખે એક બીજાં લાયક શેઠ જાલભાઈ અરદેશર શેઠનો ધણા જોશથી ઉપકાર માનયો હતો.

નવાં આતશબેહરામ તખતનશીન થયા તેની ખુશાલીમાં એ દીને બપોરના નામદાર સર જમશેદજી જીજીભાઇના અલાઇબાગમાં પારશી કોમ માટે નાતનું જમણ જાહેર ઉધરાણાથી કરવામાં આવયું હતું. ખુશાલીનું એ ખાણું હોવાથી રાબેતાના (ગંબારના) ખાંણાથી તે જુદા પ્રકારનું એટલે સધરાંણાંનું મોળું ધાંન–દાર અને કેરાં ખાંન ધી વગરેનું હતું. શહવારના દશ વાગાથી જમણ શરૂ થયું હતું, જે બપોરના બે વાગા સુધી ચાલુ રહયું હતું અને આશરે તેર હજાર પારસીઓ એ જમણમાં ભાગ લેવા હાજર થયા હતા. જેની ઉપર બીજી વખતની ન્યાતોનાં ખરચ કરતાં ધણો વધુ ખરચ લાગો હતો.

નવા આતશબેહેરામવાલું મકાંન જેમ બુલંદ દેખાવથી અને મોટાં મરતબાથી દીપતું હતું તેમ તેની બાહારનો અને આશપાશનો દેખાવ ને શીંગાર ઓછો ધ્યાન ખેંચનારો નહી હતો. બન્ને રસતે ફુલોનાં તોરણો, વાવટાઓ, રોશણીના આરકાંઓ, મેહરાબો વીગેરે ખુબ દીપાયમાંન શીંગાર કરેલો હતો. વલી મજગામના "મેરવાન બાગ" ના બહુ જાણીતા બાગબાન મી૦ રૂસતમ અરદેશર ઈરાનીએ જશનની ક્રીયાનો દબદબો વધારવા માટે બહુ સુંદર કારીગરી ને અસાધારણ કદનો મોટો મગમધતાં તાજાં ફુલોનો એક તુરો બનાવીને પીતળનાં મોટા કહાંઓમાં ગોઠવેલો મેલયો હતો. એ સુગંધી તુરો નજદીક ત્રણ ફીટ ઉંચો અને નવ ફીટ કરતાં વધુ ધેરાવામાં હતો. તેમાં ફુલોના રંગની કરેલી મેળવણી બહુ મોહ પમાડનારી

હતી. વલી એ દીને રાતે દસતુર જામાસપજીએ, આ બનાવની ખુશાલીમાં પોતાના મીત્રોને આલબલેસ બાગમાં જે ખાણું આપયું હતું, તે વખતે દસતુર જામાસપજીને ભેટ આપવા માટે પણ આ નામીચા બાગબાન મી૦ રૂસતમ ઇરાનીએ એક મોટો અને વધારે રોનકદાર તુરો મી૦ શાપુરજી બેહેરામજી કાત્રક મારફતે મોકલયો હતો, જે સાથ દસતુરજીનાં ગળાંમાં પહેરાવવા માટે એક મધમધતાં ફુલનો હાર પણ મોકલાવયો હતો. એ સુંદર તુરાથી હાજર રહેલા ગ્રહસથો મોહ પામેલા જણાતા હતા.

એ દીને રાતના નવાં આતશબેરામના એ લતા તરફ મરહુમ શેઠ ફરામજી કાવસજીના તળાવ આગળથી ધોબીતળાવ ચરનીવાડીના લતા તરફ લાઇટ કરવામાં આવી હતી. નવાં આતશબેહેરામનાં મોટાં મકાન ઉપર તથા બહાર સુંદર રંગીન બતીઓ ઝગઝગી રહી હતી અને બહાર મુકવામાં આવેલાં લાકડાંના આરકાં ઊપરની રોશની જોવા લાયક દીપી રહી હતી. આ લાઈટ જોવાને જેમ બીજા શુભ પ્રસંગ વખતે બને છે તેમ પારસી, હીંદુ તથા મુસલમાનો રોશની જોવા ચાલતા અથવા ગાડીમાં ઉતરી પડયા હતા, જેઓની ધમાલ મોડી રાત સુધી ચાલુ રહી હતી. આતશબેહેરામનાં પાક મકાનમાં થયલી રોશની પીટીટ ખાનદાન તરફથી થઈ હતી. ચીરાબજાર આગળ મી૦ રૂસતમજી ફરામજી રોયલ બેકરીવાળાએ પોતાની દુકાન આગળ લાઇટ કરી હતી. શેઠ દાદીશેઠના આતશબેહેરામ તેમજ શેઠ કાવસજી બનાજીનાં આતશબેહેરાંમમાં તેમજ મકાનની બાહેર સારી રોશની કરવામાં આવી હતી. મરહુમ શેઠ માણેકજી શેઠનાની કોટની દરેહમેહેરના મકાન આગળ, તેમજ ગનબાવાના કુવા આગળ મી૦ અરદેશર રૂશતમજી કનફેકશનરની "વીકટોરીયા બેકરી" વાળી દુકાન આગળ સારી રોશની કરવામાં આવી હતી. ધોબીતળાવ આગળની રોશની જોવા સંખયાબંધ પારસી કુટુંબો ઉતરી પડયાં હતાં, જયા મધરાત સુધી મોટી ધમાલ જણાઈ હતી. એ લતા ઉપરની પારસી મયુઝીક કલબોએ પોતાના સભાસદો તથા મીત્રોની રમુજ માટે ગાયનના ખાસ જલસાઓ કરયા હતા. એ ધમાલને પહોંચી વળવા માટે મુંબઇ ત્રામવે કંપનીએ કોટથી ઠાકોરદુવાર સુધી ખાસ ત્રામ ગાડીઓ દોડતી રાખી હતી.

એ દીને રાતના આ ખુશાલી માટે કેટલાક પારસી ગ્રહસથોની આગેવાની હેઠળ મોબેદ રતનજી શાપુરજી સીરવાઈ હસતક ફી ઉઘરાવી એ નવાં આતશબેહેરામમાં જશન કરવામાં આવયું હતું અને મરહુમ શેઠ દાદીશેઠના આતશબેહેરામમાં ખાણું કરવામાં આવયું હતું.

એ દીવસની ખુસાલીમાં નવાં આતશબેહેરામના નેમાયલા દસતુરજી, દસતુર ડાકટર જામાસપજીએ રાતના ૮ કલાકે આલબલેસબાગમાં પોતાના દોઢશો પારસી મીત્રોને એક ખાણું આપયું હતું.

તારના સંદેસા—કલકતેથી શેઠ ધનજીભાઈ બેહેરામજી મેહેતાએ તારનો નીચલો સંદેશો મોકલયો હતો:—આપણું નવું આતશબેહેરામ સાથપયું અને તખતનશીન કરોછો તેને માટે અમારી દીલોજાનથી મુબારકબાદી કબુલ કરજો. તમારી અતયંત સ્હેનતને લીધે તમોને ખોદાતાલા લાંબી જીંદગી બક્ષે અને તે પરવરદેગારની બેહદ દુવાથી આપણું નવું આતશબેહેરામ હંમેશ સુખી રહે વગેરે. એ ઉપરાંત એવીજ મતલબના તારના સંદેશા રાજકોટ, સીકંદરાબાદ, ઉદવાડા, નવસારી, સુરત, વડોદરા, અકંલેશવર વગેરે મથકોથી આવયા હતા.

નવસારી ખાતે મુંબઇના નવાં આતશબેહેરાંમ માટેની ખુશાલી—મુંબઈ મધે નવાં આતશબેહેરામ પરથાંયા તેની ખુશાલીમાં એ દીને નવશારીમાં અનેક રચના થઈ હતી. પાછલી રાતથી જાહેર ચકલાઓ ઉપર ઢોલ બેસાડેલાં હતાં. બામદાદ થતાં ઢોલ, તાસા, વાજાં પારસી મોહોલાઓમાં ધરેધર વગડાવવામાં આવ્યા હતા, તરઉટાના ચકલાથી આતશબેહેરામ સુધી વાવટા, તોરણ, કેળ અને પપાંઉના લીલાં ઝાડો વગેરેનો સણગાર કરયો હતો. એ તોરણ નવા ગુજરાતી પ્રંચાંગોનાં બનાવયાં હતાં. રાતના એ ચકલામાં રોશની તથા ગાયનો થયાં હતાં,

આતશબેહેરામ, સર જમશેદજીનાં આદરાન અને દરેહમેહેરમાં તથા આખા દસતુરવાડમાં લા-ઈટ થઇ હતી. સવારના ૯ વાગે વડા દસતુરજીની આગેવાની અને મોબેદો કેકોબાદ ખરશેદજી મોદી, દાદાભાઇ કાવસજી મસાની અને રૂસતમજી પાલનજી માદનની મેનીજ હેઠળ જાહેર ઉઘરાણાંથી જશન થયું હતું. બાદ કેકોબાદ મોદીએ વડા દસતુરજી દારાબજીને એક શયાલ આ-પતાં કહયું કે, "દસતુરજી સાહેબ, આજે મુંબઈ મધે અંજુમનના આતશબેહેરામ સાહેબને ભ-ગરસાથ ટોળાએ તખ્તનશીન કરયા, અને તમો સાહેબ ભગરસાથ ટોળાના વડા દસતુર છો, માટે એ શુભ કામની યાદમાં અંજુમન તરફથી આ શયાલ તમો સાહેબને ભેટ આપીયે છીયે" સઘળા મોબેદોને બબે આનાની આશોદાદ વહેંચયા બાદ એ મોટી મીજલસ બરખાસત થઇ હતી.

ટુંકમાં મુંબઇમાં એક આતશબેહરામ સાહેબનો વધારો થયો, અને આજસુધીમાં શેહેન-શાહીઓના ૫ અને કદમીઓના ૩ મળી આખા હિંદુસ્થાનમાં ૮ આતશબેહરામો થયા છે, અને આશા રાખ્યે છે કે ખોદા કરેને હીંદમાં એથી બેવડાં, તેવડાં આતશબેહરાંમોની વૃધી થાય.

અહ્યા થ્વા આથ્રો વેરેઝેના પોઉરૂયે પઇરીજસા મઈદે,
મઝ્દા અહુરા! થ્વા, થ્વા, મઈન્યૂ, સ્પેનિષ્તા!
યે આ અખ્તિષ અહ્માઈ યેમ્ અખ્તોયોઈ દાઓ અંઘહે.

(યસ્ન હપ્તંગાઇતિ. ય. હા. ૩૬)

"તારી ઉત્તમ પેદાયશો મધેથી પ્રથમ ચોમેર જણાતા આતશને હાથ ધરીને તેથી થતાં અનેક ફાએદેમંદ કામોના વિચારો કરતાં તેઓની મારફતે તારી નજદીક પોંહચવા માંગીએ છઇએ. ઓ મહાજ્ઞાની સાહેબ! અમે તેનાં કામોના વિચારોની મારફતે કોઇને નહી પણ તુને અને તુનેજ પોંહચીએ છઇએ, કે જે તું તેના સાધનથી હર તરફ અતિશય વરધી કરે છે. આતશ યાને ગરમી તારી એક એવી કુદરતી શકિત છે કે જેનેબી હીલચાલ કરતું કરવા સારૂ તું તેને સોંપે છે તેને તે તેવું કરે છે."

એવા આતશખાંનાઓ તો જેમ બને તેમ વધે તેમ સારૂં છે. વાહાડયાજીઓ તરફથી નવસારીમાં નવી અગ્યારી સ્થપાઈ તે બંધ પડવાની કોશેશો તરફ જેમ લોકોનાં દિલ દુખાયાં છે, તેમજ આ નવા આતશબેહરામ થતા અટકાવાની ગેરવાજબી કોશેશો તરફ પણ ઘણાઓનાં જીગર કચવાયાં હતાં. એકવાર ઇરાનમાં મોહલે મોહલે આતશખાંનાં હતાં, અને એક ગ્રંથકાર ના જણાવ્યા પ્રમાણે તો "ઇરાન સર જમીનમાં ૨૪૦૦૦ ચોવીસ હજાર આતશબેહરાંમોના મકાનો હતાં! **પારસ અને આઝરબઇજન** નામનાં શેહેરો મધે ઘણીજ રોનકદાર બાંધણીનાં અને ગંજાવર કદનાં આતશબેહેરાંમો હતાં, કે જે આતશબેહરામનાં દરએક મકાનમાં ૩૦૦૦ થી ૪૦૦૦ મોબેદો દરરોજ બંદગી અને કીરયા કામો કરવાને મશગુલ રહેતા હતા." ત્યારે આપણા કમતર ટોળામાં જગે જગ આતશખાંના થાય, એમ કોણ નહીં ઈચ્છશે. આપણા પે-શદાદીઆંન પાદશાહોએ પોતપોતાના વખતમાં આતશબેહરામો કરાવેલાંનાં દાખલા ઘણી ગમ નોંધાયલા છે.

૧–એક પાહાડ નજીક એક આતશના નુર ઉપર પાદશાહ હુશંગની નજર પડતાંજ તેને સાચવીને એક મકાન બનાવી તેમાં તે "નુરેખોદા" ને રાખવામાં આવ્યા હતાં. અને તેને "આદર ખોરદાદ" નું નામ આપી તેની ખુશાલીમાં "જશને સદેહ" કરીને એક જશન જારી કર્યું હતું. જેમ કેટલાકો ગણે છે તેમ સર્વથી પહેલું આતશબેહરામ એજ હતું.

૨–હુસંગ પાદશાહના બેટા તેહમુરસ્પે તો ૩ જુદાં જુદાં આતશબેહરાંમો બનાવ્યાં હતાં. "આતશે સપેનેસ્ટ"—"આતશે વાજસ્ત"—અને "આતશેબેરે જુસ્વંધે" એવાં તેના ના-મો હતાં.

**૩–પાદશાહ જમશેદે તેહમુરસ્પના "આતશ સપેનેસ્ત" આતશબેહરામનું નામ "આ-તુન ફરોહબગ" આપીને ગડમન હોમન્દ નામના પાહાડ ઉપર સ્થાપ્યા હતા.**

૪–પાદશાહ ફરેદુને તેમજ કેખશરોના બાપ શીઆવક્ષે કંગદેજમાં આતશબેહરામ બનાવ્યા હતા.

૫–લોહરાસ્પે "નઓ બાહાર" નામે આતશબેહરામ બનાવેલું હતું તેના મકાનને માટે કહે છે કે સાસાંન્યાન પાદશાહ અરદેશર બાબેકાંનના વખત સુધી તે ટકી રહ્યું હતું.

૬–પાદશાહ તેહમુરસ્પે "આતશે બેરજશવંગ" નામનું જે આતશબેહરામ કરેલું તે "રએવંત" પાહાડ ઉપર પાદશાહ ગુસ્તાસ્પે નવેશર તખતનશીન કર્યું. અને પાદશાહ જમશેદના "આતોન ફરોહબગ" ને તેણે કાબુલ શેહેરમાં રોશન કરાવ્યા અને હજરત જરથોસ્તના વખતમાં ગુસ્તાસ્પે "આજરે મેહેર બુરજીન" નામના ગેબી આતશને બલ્ખમાં શોનાના ગુંબજમાં અને જવાહીરોના તખત ઉપર તખત નશીન કર્યા હતા.

૭–અરદેશર બાબેકાંને દુશ્મનોને હરાવ્યાથી "ખોરહે અરદેશર" નામે શેહેર વસાવી ત્યાં આતશબેહરામ કર્યા હતા.

૮–નોશીરવાન આદલે "આઝર ગોશીદ" નામના આતશબેહરામ સ્થાપ્યા. એ વીગેરે હજારો આતશખાંના ઇરાનમાં હતાં. અને પાદશાહો પોતાની ફતેહો વખતે જરૂર આતશ બેહરામો બનાવતા. અરજાસપ જેવા તુર્કી પાદશાહની સામે ફતેહ મળે તો ૧૦૦ આતશબેહરામ સ્થાપવા ગુસ્તાસ્પના બેટા અસપંદીઆરે સપત લીધા હતા. બોખારા શેહેરની સરહદ તરફ તો હજી સુધી આતશબેહરામના મકાનોની નિશાંનીઓ જણાય છે. કહે છે કે મેહમુદ ગજનવીના વખતમાં ગઝની શેહેરમાં એક મોટું આતશબેહરામ હતું.

આસ્સાસ પરગણામાં અકસ નામે એક જાત છે, તેમાં બે ટોળીઓ છે તેમાંની એકના નામનો અર્થ "હજાર ચુલાને ખાનાર" છે યાને હજાર ચુલાનુ પોષણ કરનારનો ભાવાર્થ છે. ચાંદોડ કરનાલી તરફ છોકરીને પરણાવતાં બે વાત પુછે છે; "તમારે ત્યાં કેટલા વરસના જુના વસંદેવ છે?" યાને ચુલામાંનો આતશ વગર બુજાવે તમારે ત્યાં સચવાયો છે કે કેમ? અને છોકરીની થનારી સાસુ દાકણ છે કે નહીં? જેમ જુના આતશ જેને ઘેર હોય, અને સાસુ જેમ વધારે દાકણ હોય, તેમ તેનું કુળ મોટું કહેવાય છે, અને ત્યાં છોડીને પરણાવે છે. આપણા પારશીઓ તેજ પ્રમાણે ઘરમાંના દાદગાંહને વટીક ઘણીજ સંભાળથી સાચવે છે. અને તેજ પ્રમાણે આતશની બાબદમાં માન મરતબો આપણામાં જળવાયલો રહે એજ દુઆ માંગીશું.

મુસલમાનો વટીક આતશને માન આપે છે. નવસારીની સૈયદ સાદાત દરઘામાં જે અગ્નિ છે તે ૮૨૮ વરસ થયાં વગર બુજાવે બળતો જારી રહ્યો છે. આતશને એ દરઘામાં ઘણું માન આપવામાં આવે છે, તેની પરસ્તેશ વટીક થાય છે, અને મોહરમના ૧૦ દહાડા તે આતશની શેવા કરી તાબુતમાં તેજ આતશનું કુંડ આગલ ચલાવે છે. મોહરમની ૯ મી તારીખે એ આતશથી કહે છે કે, લોકોને નહવડાવામાં આવે છે, અને એ એટલો બળવંત કહેવાય છે, કે કોઇ પણ તેથી દાઝતું નથી.

એટલુંજ નહીં પણ પેગંબર સાહેબ હજરત મહમદે સલમાને ફારશી (જેને પારશીઓ દીનીઆર દસ્તુર કેહે છે) નામના એક પરહેઝગાર પારશીનેજ ફરમાન આપ્યું હતું તેમાં મુસલમાનોને તાકીદ કરી ખાસ ફરમાવ્યું છે કે, "પારશી લોકો કોઈની વગર અડચણે આતશ કદાહો (એટલેજે આતશ રોશન રાખવાનાં મકાનો જેવાં કે આતશબેહરામ તથા આદરીઆંન તથા આતશ દાદગાહના મકાનો) બનાવે અને એબાદત કરવાની જગો બાંધે અને મોહટી મોહટી એમારતો બાંધે." જ્યારે સર્વ ધર્મમાં આતશ પુજ્ય છે ત્યારે આપણા એ નુરી કેબલા માટે આપના તરફનું માન દિન પ્રતિદિન વધેલુંજ જોવાને કોણ રાજી નહીં થશે? માટે જાવેદાંનો જાવેદાંન બરકરાર રહો હીંદુસથાંનનાં આઠે આતશબેહરાંમ!! તથાસ્તુ!!!

## મુંબઈનાં જરથોસ્તી અનજુમનના નવાં આતશબેહરામ માટે તૈયાર કરવામાં આવેલો શુંદર તખ્તો.

હેદરાબાદના જાણીતા પારસી શાએર શેઠ પેશોતન જમશેદજી મુનશીએ અનજુમનના આતશબેહરામમાં ભેટ આપવા માટે એક શુંદર તખ્તો ફારસી કવીતામાં લખીને તૈયાર કીધો છે. એ બેતો તેના ગુજરાતી અર્થ સાથે નીચે મુજબ છે.

**બનામે યજદાંને પાક બક્ષાયનદે મેહરબાન—**

ઈંને ચંદ અશઆરે મએમનત આસાર, ફીરોઝી એકતનાહે બેનાએ એબાદત ગાહે મુકદસએ આલીયએ આતશબેહરામે ફરખુનદે એરતેસામ કેદર બંદરે મઆમુરે બંબઈ બહુસને અહેતેમામ વ સઅી વ કોશશે તમામે ઝરાતોશતીઆન વ મોબદાન વ બેહદીનાને પાક એતેકાદે નેક નેહાદે તબકએ શેહનશાહીય દર અસઅદે સાઆત વ અબરકે અઓકાત બ તઓફીકે ઈઝદે કારસાજે બંનદેહ નવાઝ મુશઈઅદ ગરદીદેહ દર સીલકે નજમ સુરતે એનતેજામ પએવસ્ત.

---

બ નામે ઝીઆ બક્ષે રખશનદેહ મેહર
પેદીદ આવરે લાજવરદી સીપેહર ૧

ખોદાવંદે બેચુનો યકતાએ પાક
કે શુદ આતશ અઝ નુરે ઉ તાબનાક ૨

હમ અઝ કુદરતે કામેલશ માહતાબ
બર અઓજે ફલક રોશનો નુરયાબ ૩

ઝરાતોશ્ત પએગમબરે પાક જાદ
બ ફરમાને યઝદાંન રહે દીન કુશાદ ૪

હઝારાંન દરૂદે જહાન આફરીન
અબર રૂહે આન રહબરે પાકદીન ૫

ચું બર ઉમતશ રહ નમુની નમુદ
સરાસર ઝે રાહે જલાલત રબુદ ૬

સઝાવાર શુદ બર હમે બંનદેગાન
બ શુકરે ઈલાહી કુશુદન ઝબાન ૭

ઝેહી કાદેરા દાવરે દાદગર
શહાંશા નેહદ તાજે શાહી બસર ૮

બ અહદે હોમાયુને વીક્ટોરીઆ
બ મહદે અમાન ખોફતે ખલ્કે ખોદા ૯

કુનદ હોકમરાની બહિન્દો ફરંગ
કે દીલહા ઝદાયનદે અઝ જુલ્મ ઝંગ ૧૦
બુવદ બમબઈ બંદરે ખુબતર
કે બેહુરે તેજારત બસી મુશતહર ૧૧
ગુરોહે શહેનશાહીએ બા વેકાર
દરાન જાએ ચુંન ગુલશને નવ બહાર ૧૨
બ સીમો ઝરે ખાસે જરતુશ્તીઆન
બહુકમે ખોદા બસતએ કુશ્તીઆન ૧૩
યકી મઅબદે ચુંન બેહેશ્તે બુલંદ
બેના કરદેહ બા આતશે નુરમંદ ૧૪
ચે આતશ કે વખશુરે પાકીઝે કીશ
બ ગુશતાસ્પ આવરદે બનેહાદ પીશ ૧૫
બ યાદે ઈલાહી દીલ અફરૂખતન્દ
કે સનદલ બ સદ શઓકે દીલ સુખતન્દ ૧૬
મહોરૂઝે અરદીબેહશ્તે સઈદ
મુબારક તરો ખુશતર અઝરૂઝે ઈદ ૧૭
દોસદ હફત બરશસ્ત બુદો હઝાર
સને યજદજરદ એબને શાહ શહેરીઆર ૧૮
ચું ઈન આતશે પાકો આતશકદેહ
મુકદદસ બ ફાલે મુબારક શુદેહ ૧૯
સીપુરદનદ ઈન બએતે બુર નુરરા
મલકખુએ જામાસ્પ દસતુર રા ૨૦
નેઝાદંશ ઝે જામાસ્પઆસા બુવદ
મિનોચેહરરા પુરે દાના બુવદ ૨૧
અબર દીને ખુદ મોહકમો મોસ્તકેલ
શબો રૂઝ દર યાદે હક મોશતગેલ ૨૨
ઝેહી બહુરે દાનેશ ઝહી કાને એલ્મ
મુકદદર બઝાતશ ચે સબરો ચે હેલ્મ ૨૩
ઝે સીમાશ આસારે અજમત અઈઆન
ચે હાજત અઇઆનરા બ અરઝો બયાન ૨૪
પેશોતન ઝે જમશીદે ખુરશીદજી
બ અફવે ગુનાહાન ઝે હક મુલતજી ૨૫
નબેશ્ત ઈન મસરરત ફેઝા દાસ્તાન
કઝુ યાદ માનદ બ લવહે જેહાન ૨૬
ચો ઈન રોશન આતશ બે બક્ષદ મોરાદ
પેશોતન બોગો રોશન આતશ બે બાદ ૨૭

**૧૨૬૭ યજદજરદી.**

**અશઆરે તારીખે ઇસવી.**

પુરૂગે કેબલએ પુર નુર મુશતઅલ બાદા
હમીશેહ દર કનફે રબ્બે અઝઝોજલબાદા ૧

બુ જોઈ અઝસરે $\frac{\text{બ}}{\text{૨}}$ હજત પેશોતના તારીખ

ઝીઆએ આતશેબેહરામ લમ યઝલ બાદા ૨

૧૮૯૫
૨
૧૮૯૭

હઝારાં હમદો શુકરે પાક યઝદાન
કે આતશ શુદ ઝે નુરેવએ દરખશાન ૧
બરોઝે હફ દેહુમ અઝ ફઝલે દાવર
મહે આશેર શુદ ઈન મઅબદ મુનવવર ૨
બ યક શમબેહ શુગુને નેકતર બુદ
દીલે ઝરતોશ્તીઆન ગરદીદેહે ખુશનુદ ૩
પેશોતન ઈસિવી સાલ અર બરઆરી
પુરૂગે નેક સાઅત બર શુમારી ૪
૧૮૯૭

**અર્થઃ—**

**બક્ષેસ કરનાર મેહરબાન પાક યજદાંનના નામથી**

**પાક એતેકાદના અને નેક ખસલતના શહેનશાહી ફીરકાના તમામ જરથોસ્તીઓ, મોબદો અને બેહદીનોની તમામ મહેનત અને કોશેશથી આબાદી ભરેલાં મુંબઇ બંદરમાં મુબારક ઘડી અને ખુશબખ્તી ભર્યા વખતે કારસાજ અને બંદેહનવાઝ યજદની તોફીકથી બખ્તાવર, ફતેહમંદ, પાક અને બુલંદ આતશબેહરામ માટે એબાદત ગાહ બનાવવામાં આવી તેને માટે આએ કેટલીક શએરો કવીતાના રૂપમાં ગોઠવવામાં આવી છે.**

૧ પ્રકાશતા સુરજને રોશની બક્ષનાર અને બલુ રંગના આસમાનને પેદા કરનારના નામથી (હું શરૂ કરૂં છું.)
૨ (કે તે) સાહેબ બે મીસાલ, એકજ અને પાક (છે), કે જેની રોશનીથી આતશ ઝલકાટ ભરેલો થયો.
૩ તેમજ તે (સાહેબ) ની સમપુરણ કુદરતથી માહતાબ આસમાનની બુલંદી ઉપર રોશન અને નુરમંદ થયો.
૪ પાક જાદ પેગંમબર જરતોસ્તે ખોદાના ફરમાનથી દીનનો રસતો ખોલ્યો.
૫ આએ પાકદીનવાલા રહેબરના રૂહ ઉપર જેહાનના પેદા કરનારની હજારો હજાર દરૂદ હોજો.
૬ જ્યારે તેના મજહબને માટે તેણે રેહનુમાઇ કીધી ત્યારે (ઘણાઓને) ગુમરાહીના રસતા ઉપરથી પાછા વાર્યા
૭ તમામ બંદાઓને તે સાહેબના શુકરાના કરવા માટે પોતાની જુબાન ખોલવી સજાવાર થઇ
૮ તે (સાહેબ) કુદરતવાલો, ઇનસાફ કરનાર અને દાદ લેનાર છે (અને) પાદશાહોના શીર ઉપર પાદશાહી તાજ મુકે છે

૯ (મહારાણી) વીકટોરીઆના મુબારક જમાનામાં ખોદાની ખલક સલામતીની ઝોલીમાં સુતેલી છે
૧૦ (જે મહારાણી) હિન્દ અને ઇંગ્રેજી મુલકો ઉપર હકુમત ચલાવે છે અને દીલમાંથી જુલમનો કાટ કહાડી નાખે છે
૧૧ ખુબ સુરત મુંબઈ અંદર વેપારને માટે ઘણું વખણાયલું છે
૧૨ દબદબાવાલા શહેનશાહી પંથવાલાઓએ તે જગોએ "ગુલશને નવ બહાર*" ના જેવું
૧૩ બસ્તે કુસ્તીઆન જરથોસ્તીઓના પઇસાથી અને ખુદાના હુકમથી
૧૪ બુલંદ બેહસ્તના જેવું નુરમંદ આતશ (ના કેબલા) સાથનુ એક એબાદત કરવાનું મકાન બનાવ્યું
૧૫ કે જે આતશ પાક મજહબના પેગમબર સાહેબે ગુસ્તાસ્પ (પાદશાહ) ની હજુરમાં લાવી મુકયો હતો
૧૬ (તમામ દીનદારોએ) ખોદાની યાદ (કરવા) માટે પોતાનું દીલ રોશન કીધું અને ઘણા શોખથી (તેની ઉપર) શુખડ બાલ્યું
૧૭ ખુશબખ્તી ભર્યા અરદીબેહસ્ત મહીનાના અરદી બેહસ્ત રોજે કે જે તેહવારના દીવસ કરતાંબી વધારે મુબારક અને ખુશી ભરેલો છે.
૧૮ શાહ યજદ જરદ બીન શહેરીઆરનું ૧૨૬૭ નું સાલ હતું
૧૯ જયારે આએ પાક આતશ અને આતશકદેહ મુબારક ફાલથી પાક થયો
૨૦ ત્યારે આએ પુર રોશનીવાલાં મકાનને ફરેસ્તાઈ ખસલતના દસતુર જામાસ્પને હવાલે કરવામાં આવ્યું
૨૧ તે (દસ્તુર જામાસ્પ) જામાસ્પઆશાની ઓલાદથી ઉતરેલો છે અને મીનોચેહરનો દાનેશમંદ દીકરો છે
૨૨ તે પોતાની દીન ઉપર એતબાર અને મજબુત છે અને રાતદીન ખોદાની યાદમાં મશગુલ રહે છે
૨૩ તે દાનાઈનો દરીઓ અને એલમનો ભંડાર છે અને સ્વભાવે નરમાશ અને સબુરીવાલો છે
૨૪ તેની પેશાની ઉપર બુઝોરગીની નીશાની ખુલ્લી (માલમ) પડે છે, અને જે જાહેર છે તેનું બ્યાન અને વર્ણન કરવાની શી જરૂર છે
૨૫ પેશોતન જમશેદજી ખુરશેદજી (પોતાના) ગુનાહની માફી માટે ખોદા આગલ અરજ કરે છે
૨૬ (તેણે) આએ ખુશી વધારનારું દાસ્તાન લખ્યું કે જેથી તે દુન્યાની તખ્તી ઉપર યાદગાર રહી જાએ
૨૭ જયારે આએ રોશન આતશે મુરાદ બક્ષી ત્યારે પેશોતન (તું) બોલ કે "આતશ રોશન હોજો"—૧૨૬૭
૧ નુરાની ભરેલા કેબલાની રોશની હમેશાં સલગેલી રહેજો! અને તે હમેશાં બુલંદ મરતબા અને દબદબાવાલા ખોદાતાલાની પનાહમાં રહેજો!
૨ ખુશીથી, અએ પેશોતન! તું તારીખ શોધી કહાડ "આતશબેહરામની રોશની કબી ઓછી નહી થાય"—૧૮૯૫+૨—૧૮૯૭

---

૧ હઝાર શુકર અને તારીફ ખોદાતાલાની કે આતશ તેનેથી રોશન થાયો.
૨ ખોદાની મેહેરથી દસમા મહીના (અકટોબર) ને સતતર મે દીને આએ એબાદત કરવાનું મકાન રોશન થાયું
૩ રવીવારને દીને શુભ સગન હતા અને જરથોસ્તીઓના દીલખુશ થાયાં
૪ "પેશુતન" જો (તને) ઈસવી સાલ કાહડવું હોય તો "શુભ ઘડીની રોશની" એવી રિતે ગણ—૧૮૯૭.

---

* "ગુલશને નવબહાર" ઈરાનનાં એક આતશ કદહનું નામ છે.

## મરહુમ દસ્તુરજી સાહેબ ડાકટર જામાસ્પજી મીનોચેરજી જામાસપઆશાના.

### એમ. એ., પી. એચ. ડી., ડી. સી. એલ:—

### ઉમર વરસ ૬૮—માશ ૧૦.



**જનમ્યા**—રોજ ૨૨ મો ગોવાદ યજદ માહા ૨ જો અરદીબેહસ્ત અમસાસપંદ સને ૧૨૦૦ યજદેજરદી, તા૦ ૨૨ મી નવેમબર સને ૧૮૩૦ ઈસવી, સંવત ૧૮૮૭ ના માગશર શુદ ૭ ને વાર શોમે.

**ગુજરયા**—રોજ ૧૨ મો મોહર યજદ માહા ૧ લો ફરવરદીન સને ૧૨૬૮ યજદેજરદી, તા૦ ૨૬ મી સપટેમબર સને ૧૮૯૮ ઈસવી, સંવત ૧૯૫૪ ના પરથમ આસો શુદ ૧૧ ને વાર શોમે.

# મરહુમ દસ્તુરજી સાહેબ ડાકટર જામાસ્પજી મીનોચેહરજી જામાસ્પઆશાના—એમ. એ., પી. એચ. ડી., ડી. સી. એલ., નુ જન્મ ચરિત્ર.

## તેમના પુર્વજોના ટુંક જન્મ ચરિત્ર સાથે.

(લખનાર—અરદેશર ખુરશેદજી દસ્તુર જામાસ્પઆશાના.)

આ દસ્તુરજી સાહેબ જામાસપજી મીનોચેહરજીના બેહસ્તનશીન થવાથી હિંદુસ્તાનના અને અકસર કરી મુંબઇના પારસીઓમાં ભારે ગમગીની ફેલાઈ છે. એવણના વડીલ મુરબી દસ્તુર ખુરશેદજી જમશેદજી દસ્તુર જામાસ્પઆશાનાએ મુંબઇમાં શેહેનશાહી પંથની દસ્તુરી ગાદી સ્થાપવા પછીના આ માનવંત દસ્તુરજી સાહેબ પાંચમાં દસ્તુર હતા. એવણનું જન્મ ચરિત્ર આપવા પેહલાં, એવણના પુર્વજોનો ટુંક અહેવાલ આપવો હમો દરૂસ્ત ધારીએ છીએ:—

### નવસારીના પ્રખ્યાત દસ્તુર જામાસ્પઆશાના બાવા આશાજી ફરેદુંનજી

ઈ૦ સ૦ ૧૬૫૯ માં નવસારી મધે ખોખરી મોહલ્લામાં જનમ્યા હતા. એવણ મોબદીનો ધંધો કરવા સાથે વણકરનો પણ ધંધો કરતા હતા. એ ધંધામાંથી સારી પુંજી મેલવી કેટલાંક ઘરોની મીલકત કરી હતી. ઈ૦ સ૦ ૧૬૮૬ માં નવસારીમાં મોબદો અને બેહદીનો વચ્ચે મુવાં જીવતાના ક્રીયા કામ બાબદનો મોહટો ઝઘડો જાગ્યો હતો, જેમાં મોબદો તરફથી આસાજીએ પણ ભાગ લીધો હતો. એવણ ઘણાંજ પરોપકારી અને ધર્માતુ હતા, જેની સાબેતી એવણે નવસારીમાં બંધાવેલા ૭) કુવાઓ ઉપરથી મલે છે. એવણ કસરતબાજ અને સુનંનદા ઘોડેસ્વાર હતા, અને તરવાના હુન્નરમાં કુશલ હોવાથી જ્યારે નવસારીમાં રેલ આવતી ત્યારે એવણ લોકને ઘણા મદદગાર થઇ પડતા હતા. એવણ ગાથા ૩ જો માહ ૧૨ સને ૧૧૧૮ યજદજરદી, તા૦ ૭ મી અકટોબર ૧૭૪૯ ઈસવીને દીને ૯૦) વર્ષની બુજોર્ગ ઉમરે મરણ પામ્યા. એવણના બીજા દીકરા તે પારસી ટોળામાં અને યુરોપના વિદવાન મંડલમાં મશહુર થયલા વીદવાન

### દસ્તુર જામાસ્પઆશા.

ઈ૦ સ૦ ૧૬૯૩ માં જનમ્યા હતા. એવણે મુનશી નજમુદદીન આગલ ફારસીનો અને પંડીત સંભુરામની આગળ સંસ્કૃતનો અભ્યાસ કર્યો હતો. ઈ૦ સ૦ ૧૭૧૨ માં ભરૂચ જઈ ત્યાંના વડા દસ્તુર જમશેદજી કામદીનજી આગલ જંદ અને પહેલવી ભાષાઓ શીખ્યા હતા, અને ત્યાંની સરકારી મદરેસામાં દાખલ થઇ ફારસીનો અભ્યાસ આગલ વધાર્યો હતો. ભરૂચના સરકારી અમલદાર અબદુલ્લા બેબને હાનેબની શાગેરદી કરી અરબી ભાષા શીખ્યા હતા. ઈ૦ સ૦ ૧૭૧૯ માં એવણે ઇરાનના દસ્તુરો ઉપર દીનને લગતા સવાલો લખી મોકલ્યા હતા—જેના જવાબો કેરમાનવાલો દસ્તુર જામાસ્પ વિલાયતી પોતાની સાથે લાવ્યો હતો. એ સવાલો તથા જવાબોની ચોપડી "રેવાયતે દસ્તુર જામાસ્પઆશા" ને નામે ઓલખાય છે. એજ વર્ષમાં પેહલ વેહેલી અવસતાનો તરજુમો કરવાની સરૂઆત એવણે પાંચ ગેહો તથા

અહુરમજ્દ અને સરોશ હાદોખ્ત નામની બે યશ્તોનો ગુજરાતીમાં તરજુમો કરીને છાપી હતી અને બીજી કેટલીક યશ્તોનો પહેલવીમાં તરજુમો કર્યો હતો. એજ વર્ષમાં દીલ્લીના શહેનશાહ મહમુદશાહે એવણને પોતાની દરબારના મીર મુનશીના ઓધ્ધા ઉપર મોકલી આપવા માટે સુરતના નવાબ તગબેખખાન ઉપર ફરમાન મોકલ્યું હતું, પણ એવણના બાવા આશાજી ઘણાજ નારાજ હોવાથી એવણને ઠેઠ ભરૂચ જઈ પાછા લાવ્યા હતા. ઈ૰ સ૰ ૧૭૨૧ માં દસ્તુર જામાસ્પ વિલાયતી રોજ માહની તકરાર ઉભી કરવા માટે નજુમને લગતી કેટલીક પહેલવી કેતાબો લાવ્યો હતો તેનો અભ્યાસ કરવા માટે એવણને બીજા બે દસ્તુરો સાથ પોતાના શાગેર્દ કીધા હતા. ઈ૰ સ૰ ૧૭૩૮ માં પોલ્યા દેશાઈ જીવણજી માણેકજીએ એવણને એક લેખ કરી આપી રપીથ્વન ઇજવાનો અને તેની મયજદ માંડવાનો વંશપરંપરા હક આપ્યો હતો. જે હક એવણના વારસો હજી સુધી ભોગવે છે. ઇ૰ સ૰ ૧૭૪૦ માં નવસારીમાં ભગરયા તથા સંજાણા મોબદો વચ્ચે કજીઓ જાગ્યો હતો, તે વખતે એવણ સોનગઢ ખાતે ગાયકવાડ સરકારની સમક્ષ જઇ ઘટતો ઇનસાફ કરાવી લાવ્યા હતા. ગંગાજીરાવ ગાયકવાડે એવણને ફારસી તથા હિન્દી ખત લખવાનો અખત્યાર આપ્યો હતો, અને મોહર દાબવાની મોહરા નાની વીટી “રકીમે દસ્તુર જામાસ્પઆશા” ના છાપ સાથની કરી આપી હતી. એવણ નવસારીની અનજુમનના એક આગેવાન ગણાતા હતા, અને પોતાના સાથવાળા મોબદોના લાભ માટે બંદોબસ્તો અને લેખો કરાવામાં ભાગ લેતા હતા. એવણે “દીવાને જામાસ્પ” મુખમ્મસ, ગજ્જલીઆત, તથા રેવાએત નામની કેતાબો લખી છે અને ઘણીક ગજલો અને મોનાજાતો જોડી છે; અને સંસ્કૃતમાં પણ શ્લોકો જોડેલા છે. એવણ રોજ ૧૪ માહ ૧૦ સને ૧૧૨૨ યજ્દજરદી, તા૰ ૧૯ જુલાઇ ૧૭૫૩ ઇસવીને દીને ૬૦ ) વર્ષની ઉમરે ગુજર્યા. એવણના બીજા દીકરા

## દસ્તુર જમશેદજી જામાસ્પજી.

એલમની બાબદમાં તો ગોયા પોતાના પીતા સાથ હરીફાઇ કરતા હતા. ઇ૰ સ૰ ૧૭૪૭ માં મુંબઈવાલા શેઠ માણેકજી નવરોજી શેઠનાએ નવસારીમાં એક દુખમુ બંધાવ્યું હતું તેને પરથવાની સઘલી ક્રીયા એવણે પોતે કરી હતી, અને એની સગડી ઉપરની તખ્તીપરનુ નઝમ રૂપી લખાણ એવણે પોતે લખ્યું હતુ. ઈ૰ સ૰ ૧૭૫૫ માં ગાયકવાડ સરકાર તરફથી એવણને ૫૦ ) બીંઘ જમીન ભેટ મળી હતી. યુરોપમાં જરથોસ્તી ધર્મ અભ્યાસનો પાયો નાખનાર ફ્રેંચ વિદવાન મો. આકવીટળ ડું પેરાં ઇ૰ સ૰ ૧૭૬૦ ના દીસેમબર માસમાં એવણની મુલાકાતે આવ્યો હતો—અને ફારસી તથા પહેલવીમાં વાદવીવાદ કરી જરથોસ્તી મજહબને લગતી માહીતી મેલવી હતી. જ્યારે એ વિદવાન સુરત ગયો ત્યારે તેની સાથ ઉપલી બેહુ ભાષાઓમાં કાગજપત્રોનો વહેવાર રાખ્યો હતો. ઇ૰ સ૰ ૧૭૮૧ માં એવણ નવશારીથી મુંબઇ આવ્યા હતા—જ્યાંના પારસીઓ અને સરકારી અમલદારો તરફથી એવણને ઘણુ માન મલ્યું હતું. એ મુસાફરીનો અહેવાલ એવણે ફારસી બેતોમાં લખેલો છે. સુરતના સોદાગર શેઠીઆઓ એવણને એવણના દીનદારી એલમ અને ફીલસુફી જ્ઞાનની કદરસનાસીમાં મોહટી રકમનું સાલીઆણુ આપતા હતા. ગાયકવાડ સરકારને એવણની વીદવતા માટે એટલુ તો ઉંચું મત હતું કે તેવણે એવણના ઘરને વેરામાથી મુક્ત રાખ્યું હતું. એવણને નઝમમાં લખાણો કરવાનો અત્યંત શોક હતો. એવણની બનાવેલી “દીવાને જમશીદ”, ૩૦ ) મુસદસો અને મુખમસો, ૬ ) મોનાજાતો, વીગેરે બીજાં લખાણો એ દસ્તુરજીની શાએરી શક્તીની ગવાહી આપે છે. એવણના બીજાં કેટલાંક લખાણો આજે બ્રીટીશ મ્યુઝીયમમાં મોજુદ છે. એ દસતુરજીએ પોતાની જાતે પોતાનુ એક મોટા ખજાના સરખુ કેતાબખાનું મેલવયું હતું,

જેમાના કેટલાંક જંદ પેહેલવી હસ્ત લેખોની આજે યુરોપ અને હીંદુસ્થાનમાં વતીક તારીફ થાય છે. મજકુર કેતાબખાનું આજે તેવણના આખા ખાનદાનવાલાઓ પાસે વેંહેચાઈ જવા છતાં એ ખાનદાનના કેટલાએક મુખીઓ સોડે તેનો જે થોડો ભાગ જલવાયેલો છે તે એક અછાં પુસતકખાનાની ગરજ સારે છે. એ કેતાબખાનામાં જંદ, પેહેલવી, ફારસી કેતાબો ઉપરાંત આરબી તથા સંસ્કીતની પુસ્કલ કેતાબો હતી. એ કેતાબખાના વીશે દસ્તુર જામાસ્પ આસાની મરજી એવી હતી કે એ કેતાબખાનું વેંહેચાઇ ન જતાં એકઠો સંગ્રહ એક જગાપર રહે તો સારૂ અને એજ વીચારથી એવું વશીયત કરયું હતું કે "મારૂ કેતાબખાનું મારા ત્રણ બેટામાંથી જે ભણેલો હોય તે લીએ, પણ ભણીયા વગરના બેટાના હક દાખલ તેનો ફાલો કરી વેંહેચી લેવું નહી." આવો સુધરેલો વીચાર તે વખતે આ કાબેલ દસતુરજી ધરાવતા હતા પણ છેલ્લે આ વશીયત પરમાણે અમલ કરવામાં આવ્યો નહી હતો અને ત્રણે છોકરાઓનો સરખો હીસ્સો કરવામાં આવ્યો હતો. આ કેતાબખાનામાં જામાસ્પ વેલાએતી પોતાની સાથે જે નેરંગસતાન તથા ફરવરદીન યશતની એકકી નકલ ઇરાનથી લાવ્યો હતો અને તે જામાસ્પઆસાને ભેટ આપી હતી તે પણ હતી. એવણ રોજ ૨૦ મો માહ ૪ થો સને ૧૧૫૬ યજદજરદી, તારીખ ૨૯ જાનેવારી ૧૭૮૭ ને દીને ૬૦) વર્ષની ઉમરે મરણ પામ્યા. એવણના બીજા દીકરા

## દસ્તુર ખુરશેદજી જમશેદજી.

તે મઉવાલા દસ્તુર ખુરશેદજી જમશેદજીના બાપના બપાવા ઈ૦ સ૦ ૧૮૦૧ માં મુંબઈ આવી શેહેનશાહી ટોળાની દસ્તુરી ગાદી સ્થાપી હતી. એવણ મુંબઈ આવ્યા તે અગાઉ જરથોસ્તીઓને ત્યાંની સર અવસરની ક્રીયાઓનું ઉપરીપણું પંથકીઓ કરતા હતા. ઉઠેમણામાં પતેત તેઓજ માંડતા અને લગનના આશીરવાદ પણ તેઓજ સારતા. પણ દસ્તુર ખુરશેદજીના મુંબઇ ખાતે આવી વસવા પછી કેટલીક ગમ પંથકીઓ એવણ પાસે પતેત મંડાવતા અને લગન સરાવતા અને કેટલીક ગમ તે કામો પંથકીઓ પોતે કરતા હતા. આ વખતે મુંબઇમાં શહેનશાહી પંથનો કોઇ દસ્તુર નહીં હોવાથી અને જાણીતાં દસ્તુર ખાનદાનવાલાઓમાં દસ્તુર ખુરશેદજી પહેલવહેલા મુંબઈ જઈ વસેલા હોવાથી તે વખતની પારસી પંચાયતના પ્રમુખ મરહુમ શેઠ જમશેદજી બહમનજી વાહડીઆજી, તેવણના ભાઇ મરહુમ શેઠ પેશતનજી બહમનજી વાહડીઆજી અને બીજા આગેવાનો એવણને વડા દસતુર ઠેડવવાની ખીલચાલ કરતા હતા; એટલાંમાં મરહુમ શેઠ પેશતનજી બહમનજી વાહડીઆજીના દીકરી સુનાબાઈ તે મરહુમ શેઠ નવરોજી જમશેદજી વાહડીઆજીના ધણીઆની હક થયાં..એ ટકનો લાભ લઇ રોજ ૨ માહ ૭ સને ૧૧૮૧ યજદજરદી, તા૦ ૫ એપરેલ ૧૮૧૨ ને દીને એ મરહુમ બાઈ સાહેબના ઉઠેમણાની મીજલસમાં શહેનશાહી અનજુમને સર્વાનુમતે દસ્તુર ખુરશેદજીને પોતાના વડા દસ્તુર ઠેડવી સીઆલ આપી હતી, અને પહેલી પતેત એવણ પાસે મંડાવી હતી. ઈ૦ સ૦ ૧૮૧૬ માં મરહુમ શેઠ ખુરશેદજી માણેકજી-સરાફની સુચનાથી દસ્તુર મોબદોએ સરઅવસરની મીજલસમાં. વડીલોનો મલાહજો કરી બેસવા માટે એક લેખ ઘડી કહાડયો હતો, જે ઉપર પહેલી શહી દસ્તુર ખુરશેદજીની જોવામાં આવે છે. ઈ૦ સ૦ ૧૮૧૮ માં પારસી પંચાયત નવેસરથી સ્થાપવામાં આવી તેમાં એવણબી એક અકાબર ઠડયા હતા. એ પંચાયતની રજાથી જે શખ્સ જીવતી ઓરત ઉપર બીજી ઓરત કરે અને તે જો શહેનશાહી હોય તો તેના આશીરવાદ દસ્તુર ખુરશેદજી જમશેદજી પોતે અથવા તેમના તાબા હેઠલના મોબેદોજ સારે એવો બંદોબસ્ત કરવામાં આવ્યો હતો. ઈ૦ સ૦ ૧૮૨૩ માં પારસી પંચાયતે એવો બંદોબસ્ત ઘડી કહાડયો હતો કે હરેક મીજલસમાં પહેલા દસ્તુર

ખુરશેદજી જમશેદજી, બીજા દસ્તુર મુલ્લાં ફીરોઝ, ત્રીજા દસ્તુર એદલજી દારાબજી સંજાણા અને ચોથા દસ્તુર મેહરજી રાણાના કુંટુબના જે વડા હોય તે બેસે. મુંબઇની કેટલીક દરેમેહરો અને થાણાની દરેમેહર પરથવાની ક્રીયા એવણના ઉપરીપણા હેઠળ થઇ હતી. મુંબઇની સદર અદાલતમાંથી એવણને પારસીઓના વડા દસ્તુર તરીકે દર મહીને રૂ ૩૦ ) ની "મનસબ" મલતી હતી. એવણે ગજલો અને મોનાજાત જોડી છે. એવણ રોજ ૨૫ માહ ૮ સને ૧૧૯૮ યજદજરદી, તા૦ ૨૪ મેએ ૧૮૨૯ ને દીને ૮૩ ) વર્ષની બુજોરગ ઉમરે બેહસ્તનશીન થયા.

## દસ્તુર દારાબજી જમશેદજી.

તે દસ્તુર જામાસપજી મીનોચેહરજીના બાપના બપાવા—ઈ૦ સં૦ ૧૮૦૧ માં પોતાના ભાઇ મરહુમ દસતુર ખુરશેદજી સાથે મુંબઈ આવી દીનઆઈનનું કામ કરવા લાગા અને ઇ૦ સ૦ ૧૮૨૯ માં દસતુર ખુરશેદજીના મરણ પછી એવણ દસતુર દારાબજી શહેંનશાહીના દસતુર ઠડયા હતા. પોતે ઘણાજ સનયાશી અને યોગી ખસલતના હોવાથી અને દુન્યાઇ કારોબારમાં પલોટાવા કરતાં ખોદાની એબાદતમાં મશગુલ રહેવું એવણને વધારે પસંદ હોવાથી એવણે દસતુરી કામ પોતાના દીકરા દસતુર એદલજીને સોંપી, એકાંત જીંદગી ગુજારવા માંડી હતી. એવણ રોજ ૨૯ માહ ૧ સને ૧૨૦૯ યજદજરદી, તા૦ ૨૮ અકટોબર ૧૮૩૯ ને દીને ૭૮ ) વર્ષની ઉમરે મરણ પામ્યા. એવણનું મરણ તા૦ ૩ જી નવેમબર ૧૮૩૯ ના "મુંબઇ સમાચાર" પત્રમાં છપાયું છે; જેમાં લખે છે કે—"એ મરનાર દસતુર ઘણો વીથી અને મોહટો પરહેજગાર અને એકમારગી હતો અને તે સાથે આએ પરથવીપરના સઘલાં સંસારી કામોથી વેગલો પડીને પોતાના કીરતારની ભકતીમો રાત દહાડો મશગુલ હતો." એવણના વડા દીકરા

## દસ્તુર એદલજી દારાબજી.

જેવણ પોતાના બાપ તરફથી દસ્તુરી ચલાવતા હતા, તેવણે ઈ૦ સ૦ ૧૮૧૯ માં પહેલવી "બુનદેહશ" અને ૧૮૨૪ માં પહેલવી "પંદ નામે જરથોસ્ત" ના ગુજરાતી તરજુમાઓ છપાવી બહાર પાડયા હતા. ઇ૦ સ૦ ૧૮૨૬ માં જાગેલી કંબીસાની તકરારમાં એવણે શેહનશાહીઓ તરફથી મોહટો ભાગ લીધો હતો. ઇ૦ સ૦ ૧૮૩૩ માં એવણે આવાં યસ્તનો ગુજરાતી તરજુમો છપાવી બહાર પાડયો હતો. ઇ૦ સં૦ ૧૮૪૦ માં મુંબઈની સરકારે, પારસીઓમાં આપધાત અને બીજા સબબોથી અચણુચ મરણ નીપજે તો કારોનરની જુરી તે મરણ પાંમેલા આદમીનું પેટ ચીરી તલાશ કરે, તે દીનની સરતે રવા છે કે નહી તે વીશેનો પારસી પંચાયત પાસેથી લેખીત ખુલાસો માંગ્યો હતો. આ ઉપરથી પંચાયતના અકાબરોએ દસ્તુરજી સાહેબોના અભીપ્રાયો માંગ્યા જેમાં એવણે બીજા દસ્તુરો સાથ એકમત થઇ એવો ફતવો આપ્યો કે "આપણી દીનમાં મુવેલા આદમીનું પેટ ચીરવું અને તેની સાથ આલુદે થવું અજીમ ગુનાહ ભરેલું છે." ઇ૦ સ૦ ૧૮૫૫ માં "પારસી લો એસોશીએશન" ઉભી કરવામાં આવી તેના એવણ એક અધીકારી ઠડયા હતા. એજ વર્ષમાં "રાહે રાસ્તનુમાએ જરથોસ્તયન" નામની મંડળી બરપા થઇ તેના એવણ સરનશીન હતા. મુંબઇની બે દરેમેહરો એવણના ઉપરીપણા હેઠલ પરથાઇ હતી. એવણે કેટલીક યશ્તો અને વંદીદાદની કેટલીક પરગરદોનો સરેહ સાથ તરજુમો કર્યો છે; જે છપાઇ બહાર પડયો નથી. એ દસ્તુરજી પોતાના મજહબ ઉપર ઘણાજ ફીદા હતા અને ધર્મક્રીયાઓ ઉપર ઘણીજ આસ્થા રાખતા હતા. એવણના એક પુરા દીકરા

## દસ્તુર મીનોચેહરજી એદલજી.

તે મરહુમ દસ્તુર ડાકતર જામાસ્પજી મીનોચેહરજીના બાવા—પોતાના વખતમાં જંદ, પહેલવી અને ફારસી ભાષાઓમાં ઘણાજ ખબરદાર ગણાતા હતા. એવણે ધર્મનાં કેટલાંક પુસ્તકો રચ્યાં હતાં જેમાં ઇ૦ સ૦ ૧૮૩૧ માં જામે જમશેદ છાપાખાનામાંથી વંદીદાદનું પુસ્તક શીળા છાપા ઉપર છપાઇ બહાર પડયુ હતું, તે એવણનીજ કલમથી લખાયુ હતું. ઈ૦ સ૦ ૧૮૩૭ માં એવણે "ગુલજારે નસીહત" નામની કેતાબ છપાવી બહાર પાડી હતી. ખ્રીસ્તી મીશનરીઓ વર્તમાન પત્રો અને જાહેર ભાષાનોમાં આપણા જરથોસ્તી મજહબ ઉપર હુમલો કરતા હતા તેની વીરૂધ યાને આપણી દીનના બચાવમાં એવણ "મુંબઈ દુરબીન" પત્રમાં "કલમકશ" ને નામે લખાણો કરતા હતા. એ લખાણોનો સંગ્રહ બીજી બાબદોના વધારા સાથે એવણે "નીરંગહાએ કલમકશ" ને નામે ઇ૦ સ૦ ૧૮૪૧ માં છપાવી બહાર પાડયો હતો. ઇ૦ સ૦ ૧૮૪૪ માં એવણે "સદ્દર બેહરેતવીલ" નામની ફારસી કેતાબનો ગુજરાતીમાં તરજુમો કરી પોતાના દોસ્ત એરવદ બરજોરજી નવરોજી તાતાને નામે છપાવી બહાર પાડયો હતો. ઇ૦ સ૦ ૧૮૪૮ માં "ગજલસ્તાન" નામની ચોપડી છપાઈ બહાર પડી હતી તેમાં ફારસી અને હિન્દી ગજલોનો મોહટો ભાગ ગુજરાતી તરજુમા સાથે એવણે પુરો પાડયો હતો. ઈ૦ સ૦ ૧૮૫૦ માં એવણે પોતાની તથા બીજા દસ્તુર સાહેબોની બનાવેલી મોનાજાતો તેના ગુજરાતી તરજુમા સાથે "મુરાદાત અજ અહુરમજદ" ના નામથી બેહદીન દાદાભાઈ કાવશજીને નામે છપાવી બહાર પાડી હતી. એજ વર્ષમાં એવણ "સર જમશેદજી જીજીભાઈ પારસી બેનીવોલન્ટ ઇનસ્ટીટયુશન" ના જરથોસ્તી ધર્મ શીક્ષક ઠરયા હતા—અને એજ ખાતાંમાં પોતાની તરફથી ફારસીનો એક વર્ગ ઉંઘાડયો હતો. ઈ૦ સ૦ ૧૮૫૨ માં મરહુમ શેઠ ધનજીભાઈ ફરામજી પટેલની બનાવેલી જંદ ફરહંગની તપાસ માટે નેમાયલી કમીટીના એવણ એક મેમબર હતા. એજ વર્ષનાં એપ્રીલ મહીનામાં મી૦ દાદાભાઈ નવરોજીએ "રાસ્ત ગોફતાર" પત્રમાં નીરંગની વીરૂધ લખાણો કરવા માંડયાં હતાં, તેની વીરૂધ યાને નીરંગની તરફેણમાં એવણે "દીનદોસ્ત અથોરનાન" ના નામથી "પારસી રીફોરમર" પત્રમાં લખાણો કીધાં હતાં. ઇ૦ સ૦ ૧૮૫૩ માં હાજી આબાદની પહેલવી તખ્તીના વાંચણ માટે એક કમીટી નેમાઇ હતી, તેના એવણ એક મેમબર હતા. એ કમીટીમાં એવણેજ મજકુર તખ્તી ઉકલાવી તકરારનો નીવેડો મનમાનતી રીતે લાવી આપ્યો હતો. એજ વર્ષમાં સુરતવાલા દસ્તુર જમશેદજી બરજોરજીએ રચેલી પહેલવી વ્યાકરણની તપાસ માટે નેમાયલી કમીટીના એવણ એક મેમબર હતા. ઈ૦ સ૦ ૧૮૫૪ માં "રાહેનુમાય મજદયસનાન" સભાના કારોબારીઓની અરજ ઉપરથી મુકતાદના દીવસો વીશેનો ખુલાસો લખી મોકલ્યો હતો. ઈ૦ સ૦ ૧૮૫૫ માં એવણે "રાસ્તજોય" ના તખલ્લુસ હેઠલ "શીકસ્તારે દરોગી" નામની ચોપડી છપાવી બહાર પાડી હતી. એજ વર્ષમાં "પારસી લો એશોશીએશન" સ્થાપવામાં આવી તેના અને તેની સબ કમીટીના એવણ એક મેમબર હતા. એ મંડલીની માંગણી ઉપરથી એવણે પારસીઓના વારસાં હીસ્સાને લગતા કદીમ રીવાજો અને જરથોસ્તી મજહબના ફરમાનોનો ખોલાસો લખી મોકલ્યો હતો, અને એ મંડળીના રીપોર્ટ ઉપર પોતાનો અભીપ્રાય તથા વીચારો દર્શાવ્યા હતા. વળી એજ વર્ષમાં "રાહે રાસ્તનુમાય જરથોસ્ત્યાન" નામની મંડળી ઉભી કરવામાં આવી તેના એવણ નાયબ સરનશીન ઠરયા હતા. ઈ૦ સ૦ ૧૮૬૧ માં એવણ પોતાના પીતાની જગાએ દસ્તુરી ગાદીએ બેઠા તે વખતે એવણને ૧૪) સીઆલો હોરાડવામાં આવી હતી. એવણ રોજ ૨૭ માહ ૧ સને ૧૨૩૧ યજદેજરદી, તા૦ ૨૦ અકટોબર ૧૮૬૧ ને દીને ૫૨) વર્ષની ઉમરે બેહસ્તનશીન થયા. એવણે મુંબઈમાં ફ્કત આઠજ મહીના

દસ્તુરી કરી હતી. એવણ ધણાક નઝમરૂપી લખાણો પોતાની પાછલ મેલી ગયા છે, જેમાં વાડ્ડીઆજીના તથા પુરામજી કાવશજી બનાજીના આતશબેહરામની અને બીજી કેટલીક દરેમેહરોની પારસી તખ્તીઓ, ૨૦) મોનાજાતો તથાં કસીદાઓ છે. એવણે કબીસાની બાબદમાં "તલુએ આપતાબ" નામનું પુસ્તક લખ્યું છે—જે છપાઈ બહાર પડયું નથી. હવે એવણના અશો, કાબેલ, પરમાર્થી અને લોકપ્રીય દીકરા દસ્તુર દાકતર જામાસ્પજી મીનોચેહરજીના જન્મ ચરિત્ર ઉપર આવ્યે.

## દસ્તુર ડાકતર જામાસ્પજી મીનોચેહરજીનુ જન્મ ચરિત્ર.

જનમ—હેરબદીની તાલીમ—સુરૂઆતની કેળવણી—જંદ પહેલવી વીગેરેનો અભ્યાસ—સુરૂઆતની કારકીર્દી—દસ્તુર જામાસ્પજી એક ઉસ્તાદ તરીકે—"જરથોસ્તી ધર્મની ખુબી" ઉપર રીસાલો—તેની તપાસ માટે નેમાયલી કમીટી—વડા દસ્તુરનો ઓધ્ધો—સીઆલોની ભેટ—પારસી લો એશોશીએશનના મેમબર—કીમતી કેતાબખાનાની દાકતર હાઉગે લીધેલી ભેટ—મુંબઈમાં વસ્તીની ગણત્રી—એના ફાયદા ઉપર દસ્તુર જામાસ્પજીનુ ભાષાણ—"જરથોસ્તી દીનની ખોલ કરનારી મંડલી—તેમાં વાંચેલા રેસાલાઓ—ચોક્કશ ખેશીપણા વચ્ચે લગનની મનાઈ—પારસી મેટ્રીમોન્યલ કોર્ટના ડેલીગેત—કેનેરીના ગોફાઓની પહેલવી તખ્તીઓનું ઉકલાણ—ઓનરેબલ મી૦ મેનનો લગનને લગતો ખરડો—જનાકારીને લગતો બંદોબસ્ત—દસ્તુરોના મત—"જેહશેકન"—"તાઉમી નમાન" અને "ચાવીસાદ"ની જીકર—તે બાબે ચાલેલાં કાગજપત્રોના વહેવાર—લાસની પુઠે બાજ ધરી ચાલવા માટે ઉઠેલી તકરાર—રૂવાનને લોહડાંની ગાડીમાં લઇ જવા માટે દસ્તુરોનો અભીપ્રાય—"જરથોસ્તી ધર્મ અને ક્રીયા ઉપર એતેકાદ વધારાવનારી મંડલી"—"હુખ મજદયસનનામ" અને "Le Meseon" માં દસ્તુર જામાસ્પજીનું લખાણ—જુદદીનોને સુદરેહ પંહેડાવાની ક્રીયા—એ વીશે મુંબઈમાં જાગેલી તકરાર—"પાશોખે નીરંગે જવીત દીનાન"—ઓરીએંટલ કાંગ્રેસ માટે લખી મોકલેલો રીસાલો—દરેમેહુરો પરથવાની ક્રીયા—એદન અને પંજાબના વડા દસ્તુરનો ઓધ્ધો—માનપત્રો અને સીઆલોની ભેટ—અનજુમનના આતશબેહરામ—તેને બરપા કરવાનો સબબ—તખ્તનશીન કરવાની ક્રીયા—દસ્તુરજીને મલેલું અસાધારણ મોંહટુ માન—સીઆલો અને માનપત્રો—રચેલા ગ્રંથો તથા બીજા લખાણો—ખેતાબો—વીદવાન મંડલોના મેમબર ઠડવાનુ માન—યુરોપના અને અમેરીકાના વીદવાન મંડલોમાં દસ્તુરજીનો દરજ્જો અને વગવસીલો—યુરોપ્યન ઓલમાઓ સાથ કાગજ પત્રોનો વહેવાર—કેતાબખાનાની ભેટ—વીગેરે. વાયજો—પરચુટણ બાબદો. મરણ—મુંબઈ અને દેશ પરદેશમાં ફેલાયલી દીલગીરી—દેશપરદેશમાં થયલાં ઉઠેમણાં—મોબેદો અને બેહદીનોમાં દસ્તુરજીનો દરજ્જો—અનજુમનના આતશબેહરામ—એ દસ્તુરજીની મોહટી ઉમેદ—નુરાની દેખાવ—તથા ખાસ્યત—ફરજંદો—વફાત બબીઆત, વીગેરે, વીગેરે.

મરહુમ દસ્તુરજી સાહેબ મીનોચેહરજી એદલજીના પહેલાં મોહરદાર જીણીઆઇજી તે મરહુમ એરવદ શાપુરજી ખુરશેદજી દસ્તુર જામાસ્પઆશાના દીકરીએ રોજ ૨૨ મો ગોવાદ યજદ માહ ૨ જો અરદીબેહસ્ત અમસાસપંદ સને ૧૨૦૦ યજદજરદી, તા૦ ૨૨ મી નવેમબર ૧૮૩૦ ઈસવી, વીક્રમાદીત સંવંત ૧૮૮૭ ના માગસર સુદ ૭ ) અને વાર સોમ, શાહલીવાન શાકે ૧૭૫૨, તા૦ ૫ મી માહે જમાદીઉલ આખર સને ૧૨૪૬ હીજરી; એ દીને રોશન તાલેના અને નુરાની ચેહરાના જે ફરજંદને મુંબઇમાં જનમ આપ્યો હતો તે આ જન્મવૃતાંત સાથ સંબંધ ધરાવનાર મરહુમ દસ્તુર દાકતર જામાસ્પજી મીનોચેહરજી હતા. એવણે પોતાના પીતા તથા બપાવા આગલ નાવર મરાતબનો અભ્યાસ કરી વીક્રમાજીત સંવત ૧૮૯૯ ના રોજ ૨૯ મો મીનો મારેસપંદ માહ ૫ મો અમરદાદ અમસાસપંદ ને દીને બાર વર્ષની નાધલી વયે નવસારીની વડી દરેમેહરમાં "હેરબદ" ની પદવી મેલવી હતી. એવણે ગુજરાતીનો અભ્યાસ નાધલા ધોરણ ઉપર ચાલતી એક ગુજરાતી નીશાલમાં કર્યો હતો. એવણે જંદ અને પહેલવી ભાષાઓની તાલીમ સુરૂઆતમાં પોતાના બાપ તથા બપાવા આગલ લીધી હતી, અને ઈ૦ સ૦ ૧૮૫૦ માં "સર જમશેદજી જીજીભાઇ બેનીવોલન્ટ ઇન્સ્ટીટયુશન" માં દાખલ થઈ સુરતવાલા મરહુમ દસ્તુર જમશેદજી બરજોરજીની ઉસ્તાદગીરી હેઠળ તે ભાષાઓનો અભ્યાસ આગલ વધાર્યો હતો. ફારસી ભાષાનો અભ્યાસ એવણે પોતાના પીતા તેમજ ઇરાની સીઆવક્ષ બીન હોરમજદયાર અને મુનશી મીરજાં ઇસમાઈલ આગલ કર્યો હતો. એવણે ઇંગ્રેજી ભાષાનો અભ્યાસ રોબર્ટ મની સ્કુલમાં કરવા માંડયો હતો, પણ મીશનરીઓની ફુસલવણીથી ઈ૦ સ૦ ૧૮૩૯ માં ધનજીભાઈ નવરોજી અને હોરમજી પેશતનજી નામના પારસીના બે છોકરાઓ ખ્રીસ્તી ધર્મમાં વટલી જવાથી પારસીઓમાં મોહટી ચકચાર જાગી અને તે ઉપરથી ગભરાઇને એવણના બપાવાએ એવણને તે સ્કુલમાંથી ઉઠાડી મેલ્યા હતા. સંસ્કૃત જુબાનની તાલીમ એવણે એક પંડીતના હાથ હેઠળ લીધી હતી. એમ જંદ પહેલવી, ફારસી અને સંસ્કૃત જુબાનોનું સંગીન જ્ઞાન હાંસલ કરી પારસી ટોળામાં મુઠીભર ગણાતા "ઓરીએંટલ સ્કોલરો" માં મરહુમ દસ્તુર જામાસ્પજી પણ એક હતા.

જુદા જુદા શીક્ષા ગુરૂઓના હાથ હેઠળ તાલીમ લઈ દસ્તુર જામાસ્પજીએ એક કાબેલ ઉસ્તાદ તરીકે પોતાની કારકીર્દી શુરૂ કરી. સર જમશેદજી જીજીભાઈવાલી મદરેસામાં બાલકોને જંદ અવસ્તા પઢાવવા સારૂ એવણ પોતાના પીતાની જગા ઉપર કોઈ કોઇ વખત જતા હતા. પછવાડેથી "સર જમશેદજી જીજીભાઈ બેનીવાલન્ટ ઇનસ્ટીટયુશન" માં વીદયાર્થીઓને જંદ અવસ્તા પઢાવવા અને તેઓને મજહબની તાલીમ આપવા માટે એક વર્ગ ઉઘાડવામાં આવ્યો, જેમાં એવણે ઈ૦ સ૦ ૧૮૬૧ યાને પોતે વડા દસતુરના ઓધ્ધા ઉપર આવ્યા ત્યાં સુધી એક શીક્ષાગુરૂ તરીકે કામ કર્યું હતું. એવોજ એક વર્ગ એવણે તા૦ ૧ લી અકટોબર ૧૮૫૯ ને દીને મરહુમ શેઠ નોશરવાનજી મનચેરજી કામાજીની નીશાલમાં પોતાની દેખરેખ હેઠળ ઉઘાડયો હતો, જે ઈ૦ સ૦ ૧૮૬૧ સુધી ચાલુ રાખવામાં આવ્યો હતો. ઈ૦ સ૦ ૧૮૬૧ માં મંજકુર નીશાલના ત્રસ્ટીઓ તરફથી "જરથોસ્તી ધર્મની ખુબી" એ વિષય ઉપર ઇનામનો રીસાલો માંગવામાં આવ્યો હતો તેની તપાસ માટે નેમાયલી કમીટીના એવણ પણ એક મેમબર હતા.

એજ ઇ૦ સ૦ ૧૮૬૧ ના વર્ષમાં પોતાના મરહુમ પીતાના મરણથી એવણ વડા દસ્તુરના ઓધ્ધા ઉપર આવ્યા—જે વખતે એવણને નીચે 'મુજબ ૧૪ ) સીઆલો હોરાડવામાં આવી હતી:—

(૧) શેઠ માણેકજી મેહરવાનજી શેઠનાએ અથોરનાનોની સમસ્ત અનજુમન તરફથી.
(૨) શેઠ રતનજી રૂસતમજી કેરાંવાલાએ પોતાની કુંપની તરફથી

(૩) બહાર કોટની શેઠ મનચેરજી બહમનજી શેઠનાનીં દરેમેહરના મોબદોએ.
(૪) એજ લતાની શેઠ શાપુરજી શોહરાબજી કપાવાલાની દરેમેહરના મોબદોએ.
(૫) બનાજી લીમજીની દરેમેહરના મોબદોએ.
(૬) ગોદાવરાની દરેમેહરના મોબદોએ.
(૭) ધોબીતલાવની દરેમેહરના મોબદોએ.
(૮) ગીરગામની વાડીવાલા જરથોસ્તીઓએ.
(૯) નોબલ બાગની કુંપનીએ.
(૧૦) દસ્તુરજીની કુંપનીના મોબદોએ,
(૧૧) સરદાર ખાનબહાદુર દસ્તુર નોશરવાનજી જામાસ્પજી જામાસ્પ આશાનાએ.
(૧૨) શેઠો નવરોજી તથા કાવસજી દોરાબજી પાંઉવાલાના છોકરાઓએ.
(૧૩) શેઠ શોહરાબજી ખુરશેદજી પાંઉવાલાએ.
(૧૪) શેઠ દોરાબજી ખરશેદજી કોહલાએ.

મરહુમ શેઠ માણેકજી મેહરવાનજી શેઠનાએ અથોરનાનોની સમસ્ત અનજુમન તરફથી સીઆલ હોરાડવા પહેલાં નીચલો અનજુમન પત્ર વાંચી સંભલાવ્યો હતો:—

"દશતુર જામાશપજી દશતુર મીનોચેહરજી દશતુર જામાસ્પઆશાના જોગ—

હમો અથોરનાનની સમશત અનજુમને, તમારા મુરબીજી મરહુમ દશતુર મીનોચેહરજી એદલજી જામાસ્પઆશાના રોજ ૨૭ મો મીનો આસમાન માહા ૧ લો ફરવરદીન સને ૧૨૩૧ ને દીને જીનતનશીન થાએઆ તેવણની જગોએ તમો સાહેબને તેવણના જાએનશીન ઠેડવયા છે, અને હમો અથોરનાનની સમસ્ત અનજુમનને માથે આજ દીનથી તમારો દસ્તુરપણાનો હક હમોએ કબુલ રાખેઓ છે અને હમો મોહોટી નમનતાઈ સાથે આએ ૧ શીઆલ હમો અનજુમનની તરફથી તમારા દશતુરીપણાના દરજાને માન આપવાને નજર કરી છે તે કબુલ રાખવીજી, એજ અરજ. રોજ ૨૯ મો માહા ૧ લો સને ૧૨૩૧ ઇઅજદેજરદી" (હાં અથોરનાનોની શાહીઓ છે.)

હવે એવણ સાહેબની દસ્તુરી કારકીર્દી સાથ સંબંધ ધરાવનારી ધર્મી અને સંસારી બાબદોની નોધો લેવી સુરૂ કર્યે.

એજ વર્ષમાં યાને ઈ૦ સ૦ ૧૮૬૧ માં એવણના પીતાના મરણથી ખાલી પડેલી જગા ઉપર એવણને "પારસી લો એશોશીએશન" ના એક અધીકારી ઠેડવવામાં આવ્યા હતા.

મુંબઈ ઇલાકાના "દીરેકતર ઓવ પબલીક ઈનસત્રકશન" ની ભલામણ ઉપરથી મરહુમ દાકતર મારટીન હાઉગ અને સરદાર ખાનબહાદુર દસ્તુર હોશંગજી જામાસ્પઆશાના ઈ૦ સ૦ ૧૮૬૩ ની આખેરીએ પારસી ધર્મને લગતાં જુના પુરાણાં દફતરોની શોધ ખોળ કરવા માટે સરકારના ખરચથી ગુજરાત તરફ ગયા હતા, અને ત્યાંથી મુંબઇ પાછા ફર્યા પછી ઈ૦ સ૦ ૧૮૬૪ ના મારચ માસમાં તેઓએ દશતુર જામાસ્પજીને વડીલોથી વારસામા મલેલાં કીમતી કેતાબખાનાની ભેટ લીધી હતી, જેમાં ૫૦૦) વરસ ઉપરની લખેલી સંસકૃત તરજુમા સાથની ખોરદેહ અવસ્તા અને ૫૫૦) વરસની પહેલવી તરજુમા સાથની યઝશને અને પહેલવી શાહાનામા વીગેરે કેટલીક નાયાબ કેતાબો જોઇ હતી.

મુંબઈની સરકારના હુકમથી તા૦ ૧ લી ફેબરૂઆરી ૧૮૬૪ ને દીને મુંબઈની વસ્તીની ગણત્રી કરવામાં આવી તેની એક દીવસ અગાઉ કેટલાક જરથોસ્તીઓએ વસ્તીની ગણત્રીથી થતા ફાયદા ઉપર ભાષાંણો કીધાં હતાં; તેમાં દસ્તુર જામાસ્પજીએ પણ માણેકજી શેઠની વાડીમાં ૩॥ વાગે જરથોરતીઓ હજુર ભાષાણ કરી સરકારને એ કામમાં મદદ આપવાની ભલામણ કરી હતી.

તા૦ ૩૦ મી મારચ ૧૮૬૪ ને દીને મુંબઇમાં "જરથોસ્તી દીનની ખોલ કરનારી મંડલી" સ્થાપવામાં આવી તેના ઈ૦ સ૦ ૧૮૭૫ થી એવણ સરનશીન ઠડયા હતા. એ મંડલીની બેઠકોમાં એવણે ઇ૦ સ૦ ૧૮૭૫ માં "જુદી જુદી જાતના આતશો" અને "ગયોમર્દ" અને ઈ૦ સ૦ ૧૮૭૬ માં "લાશની પુઠે તમામ મીજલસ ઘર આગળથી થોડેક રસ્તે બાજ લીધા વીના જાય છે તે વીષે" એ બાબદો ઉપર રીસાલાઓ વાંચી તે ઉપર તકરારો ચલાવી હતી.

ઈ૦ સ૦ ૧૮૬૫ માં "પારસી ધારા" અમલમાં મેલવા અગાઉ મુંબઇ સરકારે "પારસી લો કમીશન" પાસે કયા કયા ખેશીઓ વચ્ચે લગન નહી થઈ શકે તેની એક યાદી તૈયાર કરાવી હતી, અને એ કમીશન રૂબરૂ તા૦ ૨૫ મી જુલાઇ ૧૮૬૫ ને દીને મજકુર યાદી ઉપર દસ્તુર સાહેબોના મત માંગયાં હતાં, જેમાં દસ્તુર જામાસ્પજીએ "પારસી લો કમીશને" ઘડી કહાડેલી યાદી બધી રીતે પસંદ રાખી, પણ વડા ભાઇની ઓરત સાથ નાતરૂં કરવાની સાંમે એવણે પોતાનુ મત આપ્યું હતું.

તા૦ ૧ લી સપટેમબર ૧૮૬૫ ને દીને "પારસી ધારા" અમલમાં આવ્યા અને લગન તલાકના મુકદમાઓ ચુકવવા માટે "પારસી ચીફ મેટ્રીમોન્યળ કોર્ટ" સ્થાપવામાં આવી, તેના તા૦ ૩૧ મી આગસ્ટ ૧૮૬૫ ને દીને સરકાર તરફથી નેમાયલા પહેલ વહેલા ડેલીગેટોમા એવણ પણ એક હતા. એ ઓધ્ધાતું એવણે કામની રોકાણને લીધે ઇ૦ સ૦ ૧૮૭૪ માં રાજી નામું આપ્યું હતું. એજ વર્ષમાં મરહુમ દાકતર ભાઉદાજી કેનેરીના ગોપાઓમાંની પહેલવી તખ્તીઓ ઉતારી લાવ્યો હતો તે તખ્તીઓ મરહુમ દસ્તુરજીએ તા૦ ૩ જી જુલાઇ ૧૮૬૬ ને દીને ઉકલાવી તેના ગુજરાતી તરજુમાઓ વર્તમાન પત્રોમાં છપાવ્યા હતા, જે માટે વર્તમાનપત્રોએ સારાં મતો આપ્યાં હતાં.

ઈ૦ સ૦ ૧૮૬૮ માં ઓનરેબલ મી૦ મેને કલકતાની બ્રહમો સમાજ પંથવાલાઓની માંગણી ઉપરથી ગવરનુર જનરલની કાઉનસીલમાં લગનને લગતો એક ખરડો રજુ કીધો, જેમાં એવું જણાવ્યું હતું કે ખ્રીસ્તી શીવાએ કોઈબી કોમના શખ્સ પોતાની ધર્મ ક્રીયાથી પરણવા ન ચાહે તો તે કોઈબી પરકોમની સ્ત્રી સાથ પરણી શકે અને તેવાં લગન હકદાર ગણાય. આ ધારો પારસી કોમને ન લાગુ પાડવામાં આવે તે માટે વડી સરકાર જોગ અરજી કરવા માટે એક વગવાલી કમીટી નેમવામાં આવી હતી તેના દશતુરજી જામાસપજી પણ એક સભાસદ હતા. ઇ૦ સ૦ ૧૮૭૦ માં મુંબઈની સરકારે પસાર કરેલા ચેપી રોગના ધારાને અનુસરીને કોઇ પારસણ જાહેરમાં વેશીઆપણું ચલાવવા માટે સરટીફીકેટ લેવા નીકલે તે માટે પારસીઓમાં મોહટી ચકચાર થઇ, અને તેનો બંદોબસ્ત કરવા માટે પારસીઓની એક સભા તા૦ ૩ જી જુલાઇ ૧૮૭૦ ને દીને આલબ્લેસ બાગમાં બોલાવામાં આવી હતી, જ્યાં થયલા ઠેડાવો ઉપર પારસી પંચાયતના ત્રસ્ટી સાહેબોએ બીજા દસ્તુરો સાથ એવણનું પણ મત લીધું હતું. એ વીશે આપણા ધર્મનું ફરમાન શું છે તે બતાવવા માટે એવણે "જેહ શેકન" યાને "જનાકારીને તોડનાર" એવે નામનુ એક ચોપાન્યું તા૦ ૨ જી જુલાઈ ૧૮૭૦ ને દીને બહાર પાડયું હતું.

ઈ૦ સ૦ ૧૮૬૩ માં વીદવાન દસ્તુરજી સાહેબ એરચજી શોહરાબજી મેહરજી રાણાએ રોજગારના આફ્રીનગાનમાં "યાઓ વીશાદ" પઢવાની સાબેતીમાં "તંજકરતુળ મલાયક" નામનુ એક ચોપાન્યું છપાવી બહાર પાડયુ અને તે ઉપરથી મોબેદોમાં "તાઓ હમીનમાને" અને "યાઓ વીશાદ" પઢવાની બાબદમાં તકરાર જાગી, જે ચાર પાંચ વરસ સુધી ચાલુ રહી હતી. એ તકરારનો નીવેડો લાવવા માટે મરહુમ શેઠ માણેકજી મેહરવાનજી શેઠનાએ એક કમી-

ટી ઠેડવી હતી, જેની સાથ એ દસ્તુરજીએ કાગજ પત્રોનો વેહવાર ચલાવ્યો હતો, અને તેનો સંગ્રહ એવણે ઈ૦ સ૦ ૧૮૭૧ માં છપાવી બહાર પાડયો હતો.

ઈ૦ સ૦ ૧૮૭૬ માં રવાનની પાછલ બાજ ધરી મોબદની એક જોડ ચલાવવા પછી પોતે તથા તમામ મીજલસે ચાલવાનો એવણે રીવાજ પાડયો હતો. એ ઉપર જાહેરમાં ઘણી તકરાર ચાલી હતી.

ઈ૦ સ૦ ૧૮૭૯ માં શેઠ જમશેદજી નોશરવાનજી દાદીશેઠનાએ વરસાદના દીવસોમાં રૂવાનોને લઈ જવા માટે એક લોહડાંની ગાડી વેલાતથી બનાવીને પારસી પંચાયતના ત્રસ્ટીઓ ઉપર મોકલી હતી. આ ઉપરથી ત્રસ્ટી સાહેબોએ એ બાબે દસ્તુર સાહેબોના લેખીત પ્રતવાઓ માંગ્યા હતા, જેમાં એવણે પણ બીજા દસ્તુરોને મલતો એવો પ્રતવો લખી આપ્યો હતો કે રૂવાનને લોહડાંની ગાડીમાં લઈ જવું દીનની સરતે વાજબી નથી.

ઈ૦ સ૦ ૧૮૮૦ માં ખેતવાડીના જરથોસ્તીઓએ એવણની રેહબરી હેઠળ "જરથોસ્તી ધરમ અને ક્રીયા ઉપર એતેકાદ વધરાવનારી મંડલી" ઊભી કરી; તેના એવણ સેવટ સુધી સરનશીન અને એક ત્રસ્ટી હતા. એ મંડલી તરપ્રથી એવણે ઘણાંક ભાષાણો આપ્યાં હતાં અને મંડલીને સંગીન પાયા ઉપર લાવી નીભાવવા માટે પોતાની ગીરોનું નાણું પણ ખરચ્યું હતું.

ઈ૦ સ૦ ૧૮૮૧ ની સુરૂઆતથી "હખ મજદયસનનામ" નામનું એક અઠવાડીક પત્ર નીકલવા માંડયું હતું તેમાં ધર્મ અને સંસારને લગતી બાબદો લખવામાં એવણનો મુખ્ય હાથ હતો. એ પત્ર બે વરસ સુધી ચાલવા પછી "સત્યમિત્ર" સાથ જોડાઇ ગયું હતું. તેમજ Societe des Science et Letters અને Athence Oriental નામની વીદવાન મંડલ તરપ્રથી નીકલતાં "Le Meseon" નામના ત્રીમાસીક ચોપાન્યાંમાં પણ એવણ ઉપરાંસાપરી લખાણો કરતા હતા. એ શીવાય "રાહે રોશન" નામનાં માસીક ચોપાન્યાંમાં પણ એવણ ધર્મને લગતી બાબદો લખતા હતા. ઈ૦ સ૦ ૧૮૮૨ માં મુંબઈના કેટલાક દીન ચુસ્ત જરથોસતીઓએ મજગામ ખાતે વસ્તા પારસી ખુનથી જુદદીન ઓરતને પેટે અવતરેલા અને જરથોસ્તી ધર્મ પરમાણે પરમાણે ચાલનારા, પણ સુદરેહ કુસ્તી વગરના નવ જુદદીનોને આપણી દીનમાં લેવા માટે એક પંડ ઉભું કીધું હતું, અને તેઓને રોજ ૧૧ માહ ૧૦ સને ૧૨૫૧, તા૦ ૨૬ જુન ૧૮૮૨ ને દીને માણેકજી શેઠની વાડીમાં સુદરેહ કુસ્તી પેહડાવી આપણી દીનમાં લીધા હતા, તેની સઘલી આગેવાની એ મરહુમ દસ્તુરજી સાહેબે કરી હતી. એ બાબદ ઉપર મુંબઈમાં મોહટી તકરાર જાગી હતી અને મરહુમ દસ્તુરજી સાહેબ પેશોતન બેહરામજી સંજાણાએ "નીરંગે જવીત દીનાન" નામનુ ચોપાન્યું છપાવ્યું હતું. એના રદીઆમાં એવણે "પાસોખે નીરંગે જવીત દીનાન" નામનુ ચોપાન્યુ સપટેમબર ૧૮૮૩ માં છપાવી બહાર પાડયું હતું.

હર સાળ યુરોપમાં જુદે જુદે ઠેકાણે ભરાતી "ઓરીએનટલ કોનગ્રેસ" માં બીરાજવા માટે એ દસ્તુરજીને ઈજન થતું હતું. ઈ૦ સ૦ ૧૮૮૩ માં લીડન ખાતે ભરાએલી "ઓરીએનટલ કોનગ્રેસ" માં વંચાવવા માટે એવણે "મજદ," "અહુરમજદ," અને "અહુર" એ વિષય ઉપર રેસાલો લખી મોકલ્યો હતો, જે એ કોનગ્રેસના હેવાલના પુસ્તકમાં છપાઇ બહાર પડયો હતો.

એ દસ્તુરજી સાહેબના દસ્તુરી આસાન ઉપર આવવા પછી એવણની આગેવાની હેઠલ મુંબઈ તથા દેશાવરો ખાતે ઘણીક દરેમેહરો પરથાઈ હતી. સૌથી પહેલ વેહલી દરેમેહર જે એવણના ઉપરીપણા હેઠલ યજદેજરદી સને ૧૨૩૩ નાં રોજ ૨૦ મો માહા ૫ મો શેનશાહીને દીને પરથાઇ હતી તે મુંબઇનાં તારદેવ આગલ શેઠ બેહરામજી કાવશજી બાટ-

લીવાલાનાં આદરાંન વાલી હતી, જેની ક્રીયા દસ્તુરજીની આગેવાંની હેઠલ મીનોચેર હોમજી-વાલા મોબેદોએ કીધી હતી. બીજી દરેમેહેર, રોજ ૨૦ મો માહા ૪ થો શેનશાહી સને ૧૨૪૦ યજદેજરદીને દીને ગ્રાંટરોડપર આવેલી એ૦ સોરાબજી હોરમજી રાણજીની હતી. એ દરેહમેહેર રોજ ૩ જો માહા ૮ મો સને ૧૨૩૭ યજદેજરદી અને ૧૮૬૮ ઇસવીને દીને પરથી તેમાં આતશ આદરાનને તખતનશીન કીધા હતા. ત્રીજી દરેમેહર મજગામમાં શેઠ એરાંમજી નશરવાંનજી શીરવાઇની દાદગાંની હતી. એની ક્રીયા દસ્તુરજી જામાશપજીની શામેલગીરી હેઠલ રોજ ૧૫ મો માહા ૫ મો શેનશાહી સને ૧૨૩૯ યજદેજરદીમાં થઇ હતી—જે વેલાએ શેનશાહી ટોલાના દસ્તુરજી પેશુતનજી એરાંમજી સનજાણા પણ તે ક્રીયામાં શામેલ હતા. એ પછીની દરેમેહર ખેતવાડી મધે આવેલા કામાબાગ વાલી દરેમેહર હતી. એ દરેમેહર રોજ ૧૭ મો માહ ૯ મો સને ૧૨૩૮ યજદજરદી, તા૦ ૫ મી જુન ૧૮૬૯ ને દીને પરથી તેમાં આતશ આદરાંનને તખ્તનશીન કીધા હતા. જશનની ક્રીયા પુરી થવા પછી એવણે "આતશનો કેબલો કરી બંદગી કીધાથી કેવી અસર થાય છે" એ ઉપર એક વાઅજ કરી હતી. તે પછીની દરેમેહર તે આકોલા મધે મરહુમ સરદાર ખાનબહાદુર દસ્તુર નોશરવાનજી જામાસ્પજી જામાસ્પઆશાનાએ પોતાના માતુશ્રી બચીઆઈજીની નૈયતે બંધાવેલી દરેમેહર હતી, જેને રોજ ૨૪ મો માહ ૨ જો સને ૧૨૩૯ યજદજરદી તા૦ ૧૪ નવેમબર ૧૮૬૯ ને દીને પરથવામાં આવી હતી. એજ સાલમાં સુરતની પાસે આવેલાં એલાવ ગામમાં મુંબઈવાલા મરહુમ શેઠ જમશેદજી બરજોરજી મીસ્રીએ આદરાનની એક દરેમેહર એવણના ઉપરીપણા હેઠલ રોજ ૭ મો માહ ૪ થો સને ૧૨૩૯ યજદજરદી, તા૦ ૨૭ મી દીશેમબર ૧૮૬૯ ને દીને પરથાવી હતી. જશનની ક્રીયા પુરી થવા પછી એવણે આતશના કેબલા ઉપર એક વાઅજ કરી હતી. તે વખતે એલાવની અનજુમન તરફથી દસ્તુરજીને માનપત્ર અને સીઆલ ભેટ આપવામાં આવી હતી. તેમજ એ ગામના પંથકીઓ અને મોબદો તરફથી પણ એવણને સીઆલ હોરાડવામાં આવી હતી.—એડન મધે શેઠ કાવસજી દીનશાહ એડનવાલાએ જે દરેમેહર બંધાવી હતી તેમાં આતશ આદરાનને તખ્તનશીન કરવાની ક્રીયા એવણની તરફથી ગયલા મોબદોએ એવણની સલાહ પ્રમાણે રોજ ૨૦ મો માહ ૧ લો સને ૧૨૫૩ યજદજરદી, તા૦ ૮ અકટોબર ૧૮૮૩ ને દીને કરી હતી. તેમજ એ ગામમાં આલાત કરવાનું બીકટ કામ પણ એવણની આગેવાની અને સહલા મુજબ કરવામાં આવ્યું હતુ. જશનની ક્રીયા પુરી થવા પછી એડનની અનજુમને એવણને પોતાના વડા દસ્તુર ઠેડવી સીઆલ આપવાનો અને એડનમાં જયારથી જરથોસ્તીઓની વસ્તી થઇ ત્યારથી તે આજ સુધી દસ્તુરજીના વડીલો અને એવણ પોતે ધર્મની બાબદમાં હમેશાં મદદ કરતા હોવાથી તેના બદલામાં એવણને એક "એડરેસ" આપવાનો ઠેડાવ કર્યો હતો. તે મુજબ એડનની અનજુમનના સેક્રેટરી શેઠ મનચેરજી રૂસતમજી ઢોલુ અને બીજા જરથોસ્તીઓનુ ડેપ્યુટેશન એવણને મુંબઇને મકાને આવી તા૦ ૧૩ મી ડીસેમબર ૧૮૮૩ ને દીને એવણને માનપત્ર આપી એક કીમતી સીઆલ હોરાડી હતી. એ માનપત્ર ગીલીટથી એમબોસ કીધેલી ચોપડીમાં છાપ્યું છે.—ઇ૦ સ૦ ૧૮૮૪ માં શ્રી વાંદરા ખાતે શેઠ નોશરવાનજી રતનજી તાતાના આદરાણને રોજ ૨૦ મો માહા ૬ ઠો સને ૧૨૫૩ યજદેજરદીને દીને પરથયા તેના જશણની ક્રીયા એવણ સાહેબે કીધી હતી.—ઇ૦ સ૦ ૧૮૮૩ માં મુંબઈનાં વાહડીઆજી સાહેબના આતશબેહરામમાં મરાતબ કરવાનો ઠેડાવ થવાથી તે મકાનમાં વસ્તા ભગરયા મોબદો છુટા પડી ગયા હતા. તેવોને ધોબીતલાવ તરફ એક નવી દરેમેહર બાંધી આપવામાં આવી હતી, જેને પરથવાની ક્રીયા એ દસ્તુરજીએ પોતાના ઉપરીપણા હેઠલ રોજ ૮ મો માહ ૧૨ મો સને ૧૨૫૬ યજદજરદી, તા૦ ૨૧ મી આગસ્ટ ૧૮૮૭ ને દીને કરાવી હતી, તે વેલાએ એવણને એક સીઆલ હોરાડી આ દરેમેહરના દસ્તુર ઠેડવ-

વામાં આવ્યા હતા. ઈ૦ સ૦ ૧૮૯૩ માં પંજાબની રાજધાણી લાહોર મધે શેઠ અરદેશર એહરામજી લીંબુવાલાએ પહેલવેહલી દરેમેહર બંધાવી હતી તેને પરઠાવવા માટે એવણ લાહોર પધાર્યા હતા, જ્યાના જરથોરતીઓ તરફથી એવણને મોહટો આવકાર અને માનપત્ર મલ્યું હતું—રેલવે પોલીસનો સુપરીનટેનડન્ટ સતાવાલાઓના ખાશ હુકમથી એ દસ્તુરજીને રેવીંદના સ્ટેશન સુધી એસ્તેકબાલ લેવા ગયો હતો. લાહોરના સ્ટેશનને વાવટાઓ અને તોરણથી સણગારવામાં આવ્યું હતું અને પોલીસની ટુકડી હાજર રાખવામાં આવી હતી. એ દરેમેહરને રોજ ૧૬ મો માહ ૧૧ મો સને ૧૨૬૨ તા૦ ૨૯ જુલાઇ ૧૮૯૩ ને દીને એવણના ઉપરીપણા હેઠલ પરઠવામાં આવી હતી. શેઠ અરદેશરે એવણને પોતાની તરફથી એક સીઆલ હોરાડી દરેમેહરના દસ્તુર ઠેડવ્યા હતા. એજ મીજલસમાં બીજી એક સીઆલ અનજુમન તરફથી હોરાડી એવણને પંજાબના વડા દસ્તુર ઠેડવ્યા હતાં. એજ દીને સાંજના એવણને અનજુમન તરફથી એક ઝીઆફત આપવામાં આવી હતી.—સુરત મધે 'બાગે પારસા" નામની આદરાનની દરેમેહરને રોજ ૧૭ મો માહ ૬ ઠો સને ૧૨૬૫ યજદજરદી તા૦ ૨૯ ફેબરૂઆરી ૧૮૯૬ ને દીને તેમંજ ભરૂચની શેઠ નાલીએરવાલાની દરેમેહર જે પુરાંણી હોવાથી નવેશરથી બંધાઇ તે પણ રોજ ૨૩ મો માહ ૯ મો સને ૧૨૬૫ યજદજરદી તા૦ ૪ જુન ૧૮૯૬ ને દીને એવણની આગેવાની હેઠળ જશન કરી ખુલ્લી મુકવામાં આવી હતી.—એ વીગરે બીજી પણ કેટલીક દરેમેહરો વીગરે ધરમનાં મકાંનો મરહુમ દશતુરજીને હાથે પરથાયાં હતાં.

ઇ૦ સ૦ ૧૮૯૫ નુંના દીસેમબર માસમાં રાજકોટના દોખમાનો તાણો પુરવાની ક્રીયાને માટે આ દશતુરજી સાહેબ રાજકોટ ખાતે પધારયા હતા. રાજકોટના સ્ટેશન ઉપર એવણ સાહેબની પધરામની વખતે જરથોસ્તીઓ તેમજ પરકોમના આગેવાન ગ્રહરથોનો મોહોટો મેલાવડો પલેટફોરમ ઉપર થયો હતો. હાજર રહેલાઓમાં દીવાન મોતીચંદ તુલસી, મી૦ આગા, રાવબાહાદુર ગોપાલજી સુરભાઈ, ખાનબાહાદુર આદરજી જીવનજી ડેપ્યુટી, વગરે હતા. એવણ સાહેબની સાથે સરવેની અરસપરસ મુલાકાત થયા બાદ ચાંર ઘોડાની દીવાનની ગાડીમાં પુર થાઠથી ગામમાં લઇ જવામાં આવ્યા હતા. એવણ સાહેબને દીવાન સાહેબના 'વલાઉતારા' નામના મેહેલમાં ઉતારો આપવામાં આવ્યો હતો. તા૦ ૨૮ મી દીસેમબરને દીને દખમાના તાણાની ક્રીયા એવણ સાહેબની આગેવાની હેઠેલ સહવારના મોહોટી જરથોસ્તીઓની ઠઠ શમેત કરવામાં આવી હતી તથા તે દીને સાંજે 'દોખમાં' ઉપર તથા બીજી વાએજ કરવામાં આવી હતી. રાજકોટની અનજુમન તરફથી દસતુરજી સાહેબનો ઉપકાર માન્યો હતો અને માનપત્ર સાથે એક શીયાલ તથા પરસ દસ્તુરજી સાહેબને ભેટ કરી સભા વીખરાઇ હતી. ઉપલાં દોખમાને ઇજવાની ક્રીયા પણ એવણ સાહેબની અહીયાતીમાંજ થઇ હતે પણ કમનશીબે મરકીની આફતને લીધે આજે ત્રણ ત્રણ વરસ થયાં મુલતવી રાખવી પડે છે.

દસ્તુર જામાસ્પઆશાના કુટુંબમાં મરહુમ દસ્તુર જમશેદજી એદલજી મરહુમ શેઠ ફરામજી કાવશજી બનાજી તથા ભાઈઓએ મુંબઇ ખાતે બંધાવેલા કદમી આતશબેહરામ શાહેબને પોતાના ઉપરીપણા હેઠળ ઘટતી ક્રીયાઓ. સાથ પરથાવી તખ્તનશીન કરવાને જેમ ભાગ્યશાલી થયા હતા તેમ આ મરહુમ દસ્તુરજી સાહેબ પણ કદમીઓનાં કાંમમાં પણ વડપણ ભોગવતા થયા હતા તે એવી રીતે કે ઇ૦ સ૦ ૧૮૮૫ માં દાદીશેઠના ધર્મખાતાના મકાનોના મેનેજીંગ તરશતી શેઠ હીરજીભાઇ અરદેશર દાદીશેઠે રોજ ૧ લો માહા ૯ મો કદમી માહા ૮ મો શેહેનશાહી શાલે ૧૨૫૪ યજદજરદીને દીનથી બાહારકોટ મધેના મરહુમ શેઠ

દાદીભાઇ નોશરવાનજીના આતસબેહેરામ સાહેબને લગતા તથા કોટ મધેના આદરાન સાહેબને લગતાં મકાણોના શેહેનશાઇ મોબેદોના દસતુર એવણ સાહેબને ઠેડવ્યા હતા.'

એ પછી વલી દશતુર જામાશપજી મુંબઈ મધે શેહેનશાહી અનજુમનના આતશબેહરામ સાહેબને પોતાના દસ્તુરી ઉપરીપણા હેઠલ પરથાવી તખ્તનશીન કરવાને વધારે ભાગ્યશાલી થયા હતા. વધારે ભાગ્યશાલી એટલાં માટે કે જ્યારે મરહુમ દસ્તુર જમશેદજી એદલજી આતશબેહરામને પરથવાની ક્રીયા કરાવી અલગ થયા હતા, ત્યારે મરહુમ દસ્તુર જામાસ્પજી તો અનજુમનના આતશબેહરામના વડા દસ્તુર ઠડવાનું માન પામ્યા હતા. આ નવા આતશબેહરામ બરપા કરવાની હીલચાલ ઇ૦ સ૦ ૧૮૮૪ થી સુરૂ થઈ હતી અને તેનુ મુખ્ય કારણ નવસારીની વડી દરેમેહરનું જમાને કદીમથી ચાલતું આવેલું વડપણ અને વાહડીઆજીના આતશબેહરામમાંથી છુટા પડેલા ભગરયા મોબદોના પંથકો સાચવવાનું હતું. આ કામ પાર પાડવા માટે આગેવાન અથોરનાન શેઠીઆઓની એક કમીટી નેમવામાં આવી હતી, અને તેને માટે એક ફંડ ઉભું કરવામાં આવ્યું હતું. એ આતશબેહરામના મકાનનો પાયો નાખવાની ક્રીયા રોજ ૮ મો માહ ૯ મો સને ૧૨૫૫ યજદજરદી, તા૦ ૨૩ મેએ ૧૮૮૬ ઈસવી, સંવત ૧૯૪૨ ના વઇશાખ વદ ૫ ) અને વાર રવેઉને દીને સાંજના કલાક ૫ ને અમલે એવણને હાથે કરાવવામાં આવી હતી. (૧) પાયો નાખવાને માટે એક

---

(૧) આ ઈમારતના પાયાના પથર ઉપર ગુજરાતી તથા ઇંગરેજીમાં નીચલો લેખ કોતરવામાં આવ્યો છે:—

"પાક દાદાર હોરમજદની મદદથી"

"મુંબઈ મધે શાહેનશાહી જરથોશ્તી અનજુમનના આતશ કદેહના પાયાની સ્થાપના દસ્તુર ડાકટર જામાસ્પજી મીનોચેહરજી જામાસ્પઆશાના એમ૦ એ૦, પીએચ૦ ડીં, એઓએ રોજ ૮ મો માહ ૯ મો શાહેનશાહી, માહ ૧૦ મો કદમી, સને ૧૨૫૫ યજદજરદી મુતાબેક, તા૦ ૨૩ મી મેએ સને ૧૮૮૬ ઈસવી અને સંવત ૧૯૪૨ ના વઈશાખ વદ ૫ અને વાર રવેઉને દીને કીધી છે."

"દીનશાહ દોરાબજી મીસતરી, શીલ્પ શાસ્ત્રી"

આતશબેહરામની ત્રાંબાંની તખતી ઉપરનો લેખ:—

"પાક દાદાર હોરમજદની મદદથી"

શાહેનશાહી જરથોસ્તી અનજુમનના આએ આતશ કદેહની ઈમારત શ્રી નવસારીની વડી દરેમેહરને મલતા ભગર સાથ અનજુમનના મોબેદ સાહેબોને મુંબઈમાં એક દરેમેહર બાંધી આપવા—અને બને તો અનજુમનના આતશબેહરામ બાંધવા—સ્થાપન થયલી કારોબાર મંડલીએ શ્રી મુંબઈ અને બીજા શેહેરોનાં જરથોસ્તીઓમાં ઉઘરાણુ કરી ઉભા કીધેલાં ફંડમાંથી બંધાવી છે, તેના પાયાની સ્થાપના દસ્તુર ડાકટર જામાસ્પજી મીનોચેહરજી જામાસ્પઆશાના એમ૦ એ૦, પીએચ૦ ડી૦, એઓએ રોજ ૮ મો માહ ૯ મો શાહેનશાહી, માહ ૧૦ મો કદમી સને ૧૨૫૫ યજદજરદી મુતાબેક, તા૦ ૨૩ મી મેએ સને ૧૮૮૬ ઈસવી, સંવત ૧૯૪૨ ના વઈશાખ વદ ૫ અને વાર રવેઉને દીને કીધી છે.

નેક નામદાર માહારાણી વીકટોરીઆ,

ગરેટ બ્રીટન તથા આએરલાંડ તથા તેને લગતા સ્વસ્થાન તથા તાબેના મુલકોની રાણી અને કેસરે હિન્દના રાજના ૪૯ માં વરસમાં નામદાર મોહટે દરજ્જેના સર ફ્રેડરીક—ટેમપલ હેમીલટન—ટેમપલ બલાકઉડ, અરલ ઓફ ડફરીન, કે. પી., એફ. આર. એસ., જી. સી. એલ., જી. એમ. એસ. આઈ.; હીંદુસ્તાનનો રાજ પ્રતીનીધી તથા ગવરનર જનરલ.

નામદાર લારડ રે, એલ. એલ. ડી., સી. આઈ. ઈ. મુંબઇના ગવરનર.

કારોબાર મંડલીના અધીકારીઓ.

શેઠ જાલભાઈ અરદેશર શેઠ—સરનશીન.
" પેશતનજી રૂસતમજી કાંગા—નાયબ સરનશીન.

શેઠ ખરશેદજી માણેકજી શેઠ
" દીનશાહ મંચેરજી પંથકી } ખજાનચીઓ.

" ખરશેદજી નસરવાનજી સોરવઈ
" શોહરાબજી રૂશતમજી બનશાહ } સેકરેટરીઓ.

BY THE GRACE OF HORMUZD THE CREATOR.

The foundation stone of this fire-temple for the Shahanshai Zoroastrian Community was laid by Dastur Dr. Jamaspjee Minocherjee Jamasp Asana M. A., PH. D. on the 8th day of the month of Adar of Shahanshais, and month of Deh

સોભઇતી રૂપાંની થાપી તૈયાર રાખવામાં આવી હતી, જે થાપી વડે પાયામાં સીમેન્ટ દસ્તુર સાહેબે નાખીને પથર નીચે ઉતારી ત્રણ વખત તે ઉપર થાપીને થોકી ક્રીયા પુરી થયલી જાહેર કીધી હતી. ઉપલી થાપી એવણ સાહેબને ત્યાર પછી ભેટ આપવામાં આવી હતી. પ્રથમમાં ભગરયા મોબદોને ઠેકાણે પાડવા માટે એક દરેમેહર બાંધવામાં આવી જેને પરથવાનો દહાડો વાર હમો આગલ જણાવી ગયા છીએ. ત્યાર પછી આતશબેહરામનું મકાન બાંધવાનુ કામ હાથ ધરવામાં આવ્યું, પણ ફંડમાં નાણું પૂરતુ ન હોવાથી આ કામ કેટલીક મુદ્દત સુધી ખોરંબે પડી રહયું હતું. પણ મરહુમ દસ્તુરજી જામાસ્પજીની ચાલુ મેહનત, અથાગ ઝેહમત અને તારીફ લાયક ખંતથી આ નેક કામ છેક ઇ૦ સ૦ ૧૮૯૭ માં પાર પડયું. એ નવા આતશબેહરામને પરથવાની ક્રીયા મે ૧૮૯૬ થી તે અકટોબર ૧૮૯૭ સુધી એવણના ઉપરીપણા હેઠળ ચાલુ રહી, અને નુરી કેબલાને રોજ ૩ જો અરદીબેહસ્ત અમશાસપંદ માહ ૨ જો અરદીબેહસ્ત અમશાસપંદ સને ૧૨૬૭ યજદજરદી, તા૦ ૧૭ મી અકટોબર ૧૮૯૭ ઇસવી, સંવત ૧૯૫૩ ના આસો વદ ૬ અને વાર રવેઉને દીને સહવારના કલાક ૯ ને અમલે જરથોસ્તીઓના અસાધારણ મોહટા મેલાવડા સનમુખ મોહટી ધામધુમથી તખ્તનશીન કરવામાં આવ્યા, જેની પહેલી બોઇ દસ્તુરજીના દીકરા દસ્તુર કેખશરૂએ દીધી હતી. (૧) જસનની

---

of Kadmis in the year 1255 of the era of yezdejurd. Corresponding with Sunday the 23rd day of May 1886 A. C. and Vud 5th of Vaisakh of the Sumvut year 1942.

Dinshah Dorabjee Mistry. Architect.

BY THE GRACE OF HORMUZD THE CREATOR.

This Fire-temple for the Shahanshai Zoroastrian Community was erected by subscriptions from the Zoroastrian community of Bombay and other places raised by a committee formed for the purpose. The foundation stone was laid by Dastur Dr. Jamaspjee Minocherjee Jamasp Asana M. A., PH. D. on the 8th day of the 9th Month Shahanshaee and 10th Month Kadmee of the year 1255 of the era of yezdejurd. Corresponding with Sunday the 23rd day of May 1886 A. C., and Vud 5th of Vaisakh of the Sumvut year 1942, in the 49 th year of the reign of Her most gracious majesty Victoria, Queen of Great Britain and Ireland and of the colonies and dependencies thereof, Empress of of India;

H. E. the Right Hon. Sir Frederick Temple Hamilton-Temple Blackwood Earl of Dufferin K. P. G. C. B., G. C. M. G.; P C., F R. S.; D. C. L., M. S. I. Viceroy and Governor-General. H. E. the Right Hon Lord Reay L. L. D.; C. I. E., Governor and President in Council, Bombay.

Office-bearers of the committee :—

Jalbhoy Ardeshir Sett Esq. President.
Pestonjee Rustomjee Kanga Esq. Vice President.
Cursetjee Maneckjee Sett Esq. } Treasurers.
Dinshaw Muncherjee Punthukee Esq. }
Khurshedjee Nusserwanjee Servai Esq. } Secretaries.
Sorabjee Rustomjee Bunsha Esq. }
Mr. Dinshaw Dorabjee Mistry. Architect.

---

(૧) આએ આતશબેહરામની ઈમારતમાં નીચલી તખ્તી મારેલી છે:—

"આ જરથોસ્તી અનજુમનનાં આતશબેહરામ સાહેબનું મકાન મુંબઈ તથા દેશાવરો ખાતેના જરથોસ્તી સાહેબોની મદદથી બાંધવામાં આવ્યું છે. એ મકાનનો પાયો રોજ ૮ મો માહ ૯ મો શેહેનશાહી, માહ ૧૦ મો કદમી સને ૧૨૫૫ યઝદેજરદી, તા૦ ૨૩ મી મે સને ૧૮૮૬ ઈસવીને દીને નાખવામાં આવ્યો હતો. એ મકાનમાં જરથોસ્તી ફીરકાના લોકોને માજદયસની દીનના ફરમાન મુજબ બંદગી કરવા સારૂ આતશબેહરામ સાહેબનાં નુરી કેબલાને તખતનશીન કોધા છે. એ મકાન ઉપર કુલે ખરચ ૨,૧૦,૦૦૦ ને આસરે થયો છે. એ મકાન ઉભું કરવા માટે પહેલેથી તે છેલ્લે સુધી થોડાક ભગરસાથ અથોરનાન ટોળાના આગેવાન ગ્રહસ્થોની કમીટીએ માથે લીધું હતું. મી૦ જાલભાઈ અરદેશર શેઠ, સરનશીન. મી૦ પેશતનજી રૂસતમજી કાંગા, દસ્તુરજી સાહેબ ડાકટર જામાસ્પજી મીનોચેહરજી જામાસ્પઆશાના એમ. એ; પીએચ. દી., દી. સી. એલ; (ઓક્ષ૦) નાયબ સરનશીન. શેઠ સોરાબજી રૂસતમજી બનશાહ, સેકરેટરી. મી૦ દીનશાહજી મનચેરજી પંથકી, તથા મી૦ બેરામજી નશરવાનજી શીરવાઈ, ખજાનચીઓ, મી૦ દીનશાહ દોરાબજી મીસ્તરી શીલ્પ શાસ્ત્રી. એમ. એસ. એ. (આનરરી). મરહુમ મી૦ ખુરશેદજી નશરવાનજી શીરવાઈ શરૂઆતથી તે પોતાના મરણ રોજ ૧૦ મો માહા ૫ મો સને ૧૨૬૬ સુધી આએ ફંડના જોડયા સેકરેટરી હતા. એ મકાનના દસ્તુરજી તરીકે દસ્તુરજી સાહેબ ડાકટર જામાસ્પજી મીનોચેહરજી જામાસ્પઆશાનાં એમ. એ., પી. એચ. દી., દી. સી. એલ. (ઓક્ષન) ને ઠેરવવામાં આવ્યા છે. રોજ ૩ જો અરદીબેહસ્ત અમશાસપંદ માહા ૨ જો અરદીબેહસ્ત અમશાસપંદ શહેનશાહી, માહા ૩ જો ખોરદાદ અમશાસપંદ કદમી સને ૧૨૬૭ યઝદેજરદી, મુંબઈ તા૦ ૧૭ મી અકટોબર ૧૮૯૭ ઈસવી, સંવત ૧૯૫૩ ના આસો વદ ૬ વાર રવી."

કીયા ખલાસ થવા બાદ દસ્તુર જામાસ્પજીને ખુસાલીના અવાજો વચ્ચે અનજુમન તરફની એક સીઆલ હોરાડી તેવણને આતશબેહરામના વડા દસ્તુર ઠેડવવામાં આવ્યા, અને તેમના દીકરા દસ્તુર કેખશરૂને પણ એક સીઆલ હોરાડી તેવણને નાયબ દસ્તુર નેમવામાં આવ્યા. એ અનજુમન તરફની સીઆલ મલી દસ્તુરજીને નીચલા સાહેબો અને ખાતાંઓ તરફથી બધી મલી ૬૦ ) સીઆલો થઇ હતી:—

૧ અનજુમન તરફથી.
૨ આતશબેહરામની કમીટી તરફથી.
૩ પારસી પંચાયતના ત્રસ્ટી સાહેબો તરફથી.
૪ શેઠ જાલભાઇ અરદેશર શેઠ તરફથી.
૫ બનાજી લીમજીની દરેમેહરના ત્રસ્ટીઓ તરફથી.
૬ એજ દરેમેહરના મોબદો તરફથી.
૭ શેઠ માણેકજી નવરોજી શેઠની દરેમેહરના ત્રસ્ટીઓ તરફથી
૮ એજ દરેમેહરના મોબદો તરફથી
૯ સર દીનશાહજી માણેકજી પીટીટ તરફથી
૧૦ બાઈ દીનબાઈ નશરવાનજી પીટીટ તરફથી
૧૧ શેઠ કાવશજી ખુરશેદજી દુબાસ તરફથી
૧૨ નવસારીની વડી દરેમેહરને તાબેના મોબદો તરફથી.
૧૩ નવા આતશબેહરામની દરેમેહરના મોબેદો તરફથી
૧૪ શેઠ મનચેરજી બહમનજી પંથકી તરફથી
૧૫ શેઠ મેહરવાનજી એદલજી માડન તરફથી
૧૬ શેઠ પેશતનજી રૂસતમજી કાંગા તરફથી
૧૭ શેઠ રૂસતમજી નાનાભાઇ બેહરામજી તરફથી
૧૮ શેઠ કાવશજી ભીખાજી ગારા તરફથી
૧૯ શેઠ દાદાભાઈ નશરવાનજી કંનત્રાકટર તરફથી
૨૦ શેઠ કાવશજી દીનશાહ એદનવાલા તરફથી
૨૧ શેઠ દોરાબજી દીનશાહ એદનવાલા તરફથી
૨૨ બાઈ ડોશીબાઇ કાવશજી જેહાંગીરજી જસાવાલા તરફથી
૨૩ શેઠ નોશરવાનજી પેશતનજી તાડીવાલા તરફથી
૨૪ શેઠ પેશતનજી નોશરવાનજી ગોદીવાલા તરફથી
૨૫ કામા બાગની દરેમેહરના ત્રસ્ટીઓ તરફથી
૨૬ દાદી શેઠની દરેમેહરના મોબદો તરફથી
૨૭ આપા બાગ કલ્બના મેમબરો તરફથી
૨૮ શેઠ બેહરામજી પેશતનજી ભરડા તરફથી
૨૯ સરદાર ખાનબહાદુર દસ્તુર હોશંગ જામાસ્પ તરફથી
૩૦ દસ્તુર ખુરશેદજી જમશેદજી જામાસ્પઆશાના તરફથી
૩૧ દસ્તુર દારાબજી માહીઆરજી મેહરજી રાણા તરફથી
૩૨ નાયબ દસ્તુર એદલજી નવરોજી મેહરજી રાણા તરફથી
૩૩ પોલ્યા દેશાઈ એદલજી બહમનજી તરફથી
૩૪ દસ્તુર હોરમજી માણેકજી સંજાણા તરફથી
૩૫ શેઠ રૂસ્તમજી ડોશાભાઇ શેઠના તરફથી

૩૬ શેઠ મેહરવાનજી દાદાભાઇ કાતરક તરફથી
૩૭ ખેતુવાડીના જરથોસ્તીઓ તરફથી
૩૮ નવસારીની "બઝમે રૂઝે હોરમજદ" તરફથી
૩૯ બાઇ કુવરબાઇ એદલજી ધોંડી તરફથી
૪૦ બજારગેટ સ્ત્રીટના જરથોસ્તીઓ તરફથી
૪૧ બહાર કોટના જરથોસ્તીઓ તરફથી
૪૨ જરથોસ્તી ધર્મ અને ક્રીયા ઉપર એતેકાદ વધરાવનારી મંડલી તરફથી
૪૩ આસમાન રોજની કુંપની તરફથી
૪૪ જસન ગાહમબારની કુંપની તરફથી
૪૫ શેઠ અરદેશર શાપુરજી નાલીએરવાલા તરફથી
૪૬ શેઠ હીરજી અરદેશર દાદીશેઠ તરફથી
૪૭ મીનોચેહર હોરમજીના પંથવાલા મોબદો તરફથી
૪૮ શેઠ લંગડાની દરેમેહરના ત્રસ્ટીઓ તરફથી
૪૯ એજ દરેમેહરના મોબદો તરફથી
૫૦ ઉડવાડાની અનજુમન તરફથી
૫૧ શેઠ પેશતનજી દીનશાહ કાંગા તરફથી

(૫૨-૬૦) એ બાકીની નવ સીઆલો ઉપર આપનારા સાહેબોના નામની ચીઠીઓ મારી નથી માટે તે કયા કયા સાહેબો તરફથી થઇ છે તે કહેવાઇ શકાતું નથી. (૧) એવણના દીકરા દસ્તુર કેખશરૂને બધી મલી નીચે મુજબ ૯ ) સીઆલો હોરાડવામાં આવી હતી.

૧ આતશબેહરામની કમીટી તરફથી
૨ ભગરસાથ અનજુમન તરફથી
૩ સર દીનશાહજી માણેકજી પીટીટ બેરોનેટ તરફથી
૪ શેઠ કાવશજી દીનશાહ એદનવાલા તરફથી
૫ શેઠ દાદાભાઇ નશરવાંનજી કનત્રાકટર તરફથી
૬ શેઠ અરદેશર શાપુરજી નાલીએરવાલા તરફથી
૭ દસ્તુર ખુરશેદજી જમશેદજી જામાસ્પઆશાના તરફથી
૮ બજારગેટ સ્ત્રીટના જરથોસ્તીઓ તરફથી
૯ મુંબઈના કેટલાક જરથોસ્તીઓ તરફથી

એજ દીને સાંહજના દસ્તુરજી સાહેબને નવા આતશબેહરામના મકાનમાં આતશબેહરામની કમીટી તરફથી નીચલું માનપત્ર જરથોસ્તીઓના મેલાવડા હજુર આપવામા આવ્યું હતું:—

માનવંત દસ્તુરજી સાહેબ—જત તમો નામવર સાહેબે જરથોસ્તી અનજુમનના આતશબેહરામ સાહેબને આએ સુંદર નગરીમાં સ્થાપવાને અને તેના દરેક કામને માટે અતી ધણી જેહમત, મેહેનત લઇ અને તમારા કીમતી વખતનો ભોગ આપી તે નેક કામને સરંજામ પાર ઉતારી આપવાને જે દીલસોજી બતલાવી છે તે માટે આજના સુભ પ્રસંગે ઉપલા

(૧) ગુજરાતી વરતમાન પતરોમાં આતશબેહરામને તખ્તનશીંન કરવાની ક્રીયાનો અહેવાલ છપાયો છે તેમાં આ વંખતે દસ્તુરજી જામાસ્પજીને થયલી સીઆલોની સંખ્યા કેટલાક પતરોમાં ૪૩ ) અને કેટલાંકોમાં ૫૨ ની જણાવી છે. તેમજ એ મરહુમ દસ્તુરજી સાહેબનું જન્મ ચરિત્ર જે તેવણના મરણ પછી કેટલાંક વરતમાન પતરોમાં છપાયું હતું તેમાં પણ આતશબેહરામ પરથવાની વખતે એવણને ૪૩ ) સીઆલો થઈ હતી એમ જણાવેલું છે. પણ ઉપલી સીઆલોની ટીપ જે હમારી અરજ ઉપરથી મરહુમ દસ્તુરજીએ હમારી ઉપર મોકલી આપી હતી, તે ઉપરથી સાફ જણાય છે કે આતશબેહરામ તખ્તનશીન થયા તે વખતે દસ્તુરજી સાહેબને ૪૩ ) બી નહી અને ૫૨ ) પણ નહી. પણ ૬૦ ) સીઆલો થઈ હતી. અરદેશર ખુરશેદજી દસ્તુર જા૦ આ૦

ફંડની કમીટી તમો સાહેબનો મોટો ઉપકાર માને છેજી. મેહરબાન સાહેબ, જરથોસ્તી ફીરકામાં આએ તો છુપી વાત રહી નથી જે આએ સુંદર અને રલીઆમણું મકાન બાંધવા પાછલ તેમજ આતશબેહરામ સાહેબને સ્થાપવાની ક્રીયા પાછલ જે લાખોનો ખરચ થયો છે તે લાખો રૂપીઆ તમો સાહેબનીજ મેહેનતથી મેલવવાને તમો શકતીવાન થયા છો અને જો ધરમી દીલના સદગ્રહસ્થોએ નાણાની મદદ કીધી ન હતે તો આએ માથે ઉઠાવેલું સુભ કામ હજુર કેટલું પાછલ પડતે તે કહેવાઇ શકાતું નથી. માનવંત સાહેબ, તમો નામવરની નેક મનશની, ધીરજ અને કામ પાર પાડી આપવાનું ખંતીલાપણું, એ સરવે તમોને અતીશય માન ભરેલું છેજી. તમો સાહેબની લાયકાત, ધરમ ઉપર એકીન અને સચાઇ વીષેં આપણી જરથોસ્તી ફીરકાના લોકોની બેહદ પસંદગી હોવાથી જે જે ધરમાતુ સાહેબોએ પોત પોતાનો સખી હાથ લંબાવી તમારી ફરમાસને માન આપી અમારી કમીટીને મદદ કીધી છે, તે અમુલ્ય મદદથીજ આએ રળીઆમણું મકાન જલદીથી પુરૂં કરી જરથોસ્તી આલમ માટે આજદીને ખુલ્લું મેલવાને હમારી કમીટી સામરથવાન થઇછેજી; એટલુંજ નહી પણ તમો સાહેબે જે તમારો અમુલ્ય વખત રોકી ક્રીયા કામ પાછલ જે ઘટતું ધ્યાન આપયું છે તે સરવે તમારી મેહેનત અને દીલસોજી માટે અમારી કમીટી એકવાર ફરીથી ઉપકાર માનવાની રજા લે છેજી. નેક નામ દસ્તુરજી સાહેબ, આએ તમારી મેહનત, દીલસોજી અને મેહરબાનીનો પુરતો બદલો હમો આપી શકતા નથી, મગર અમારી કમીટી તરફની એક નજીવી બક્ષેસ દાખલ એક શયાલનો જોટો તથા એક પરસ તમો સાહેબ આગલ રજુ કરીયે છીએ, અને ઉમેદ રાખીએ છીયે જે તે તમો સાહેબ કબુલ રાખશોજી. સેવટે અમારી અંતઃકરણની દુવા એ છે કે તમો સાહેબની જીંદગીમાં લાંબો ઉમેરો થાય તથા જરથોસ્તી ટોળા ઉપર તમો સાહેબ લાંબો વખત દસ્તુરી ભોગવતા રેહવો—આમીન. આમીન. એ માનપત્ર રૂપાના સુંદર કાસકેટમાં મુકી રૂ ૧૦૦૧ ) ની પરસ સાથે દસ્તુરજીને એનાયત કરવામાં આવ્યું હતું, જેનો દસ્તુરજીએ ઘટતા શબ્દોમાં ઉપકાર માન્યો હતો. એ સીવાએ દસ્તુરજીને નીચલાં ખાતાંઓ તરફથી બીજાં ૬ ) માનપત્રો અને પરસો આપવામાં આવ્યાં હતાં.

૧ બનાજી લીમજીની દરેમેહરના મોબેદો તરફથી
૨ નવસારીની વડી દરેમેહરને તાબેના મોબદો તરફથી
૩ નવસારીની "બઝમે રૂઝે અહુરમજદ" તરફથી
૪ "જરથોસ્તી ધર્મ અને ક્રીયા ઉપર એતેકાદ વધરાવનારી મંડલી" તરફથી
૫ બજારગેટ સ્ટ્રીટના જરથોસ્તીઓ તરફથી—રૂ ૧૧૦૦ ઉપરની પરસ સાથે
૬ ખેતવાડીના જરથોસ્તીઓ તરફથી પરસ ૧ )

આ દસ્તુરજી સાહેબે કેટલાક ગ્રંથો રચી યુરોપ, અમેરીકા અને હિંદના વીદવાન મંડલોને પોતાની વીદવતાની સાબેતી પુરી પાડી આપી છે. એવણના છપાઇ બહાર પડેલા ગ્રંથો માંથી એવણની કાબેલ્યત અને ઉંડા દીનદારી જ્ઞાનની ગવાહીઓ મલી શકે છે. એવણના મરહુમ બપાવાએ મરહુમ, દસ્તુરજી સાહેબ એદલજી દારાબજી સંજાણાની બનાવેલી "ફરમાને દીન ને રદીઓ" તૈયાર કર્યો હતો તે એવણ સાહેબે "રદીએ ફરમાને દીન" ના નામથી ઇ૦ સ૦ ૧૮૬૭ માં એક લંબાણ દીબાચા અને ખુલાસા સાથ છપાવ્યો હતો. એ રદીઆમાં ગાથાના દીવસો સાથ અસપંદાદ મહીનો પઢવાની તરફેણમાં દલીલો દેખાડવામાં આવી છે. ઇ૦ સ૦ ૧૮૭૦ માં એવણે "જેહ શેકન" અને ૧૮૮૩ માં પાસોખે નીરંગે જવીત દીનાન" નામના બે ચોપાન્યાંઓ છપાવ્યાં હતાં. આ બેહુ ચોપાન્યાઓ છપાવી બહાર પાડવાનો સબબ હમો આગલ જણાવી ગયા છીએ. ઇ૦ સ૦ ૧૮૭૩ માં એવણે ખુરદેહ અવસ્તા શુધ્ધ જોડણીમાં અને તેની સાથ તાલુકા ધરાવનારી ક્રીયાઓની સમજણ સાથ છપાવી પ્રગટ કરી

હતી, જે તેની જાતમાં પહેલવહેલી હતી. ઈ૦ સ૦ ૧૮૭૪ માં એવણે જુદે જુદે પ્રસંગે કીધેલી ૮ ) વાએજોનો સંગ્રહ છપાવી બહાર પાડયો હતો. ઈ૦ સ૦ ૧૮૭૫ માં એવણે "યજદાંપરસ્તી" ની વાએજ છપાવી હતી. ઈ૦ સ૦ ૧૮૭૯ માં એવણે "નીરંગ ઉપર વાએજ," "અહુરમજદને ખુશનુદ કેવી રીતે કરવો" અને "આતશ ઉપર વાએજ" નામના ત્રણ ચોપાન્યાંઓ છપાવ્યાં હતાં. ઈ૦ સ૦ ૧૮૮૧ માં એવણે "સદદર બેહરે તવીલ" નો ગુજરાતી તરજુમો પુસ્કલ નોટ તથા વધારા સાથ બીજીવાર છપાવી બહાર પાડયો હતો. એ ઉપરાંત એવણે અવારનવાર કીધેલી ઘણીક વાએજોના ચોપાન્યાંઓ છપાઈ બહાર પડયાં છે, એવણના છપાઈ બહાર પડેલા ગ્રંથોમાં સૌથી અગત્યનો ગ્રંથ તે એવણનો ઈ૦ સ૦ ૧૮૭૭ માં છપાઈ બહાર પડેલો પહેલવી શબ્દ કોષ છે; જે યુરોપના વીદવાન મંડલોમાં ઘણો વખણાયો છે અને જેની યુરોપ અને હિન્દના પત્રોએ એક આવાજે તારીફ કરી છે. એ ગ્રંથ વીશે પ્રોફેસર જેમસ દારમેસતેતર લખે છે કેઃ—

"Here at last is a regular Pehlvi Dictionary of which the first volume has just appeared. It is the work of one of the most respected priests of the Zoroastrian Community of Bombay, Dastur Jamaspjee Minocherjee Jamasp Asana. This is the first attempt made to arrange a general catalogue of Pehlvi forms, and as we have seen, this catalogue errs not through poverty, but through excess of riches. It is an undertaking which does great honour both to the enterprize of the author and to his learning; and it exhibits an extent of reading which is rarely met with."

પ્રોફેસ વેસતરગાર્ડ એ શબ્દ કોષ ઉપર પોતાનો અભીપ્રાય આપતાં જણાવે છે કે:—

The Dictionary, as far as I can see, is the result of immense labour and offers a very valuable assistance to the reading and understanding of the still difficult and puzzling Pehlvi.

એ સીવાએ ઘણાક ઓલમાઓએ એ દસ્તુરજીના પહેલવી શબ્દ કોષ માટે સારા વીચારો દર્શાવ્યા છે. એ શબ્દ કોષના આજ સુધી ચાર ભાગો છપાઇ બહાર પડયા છે. મુંબઇ યુનીવરસીટીએ ચઢતી પરીક્ષાઓમાં જંદ અને પહેલવીનો અભ્યાસ દાખલ કીધાથી એવણે તે ભાષાઓના અભ્યાસીઓ માટે ઈ૦ સ૦ ૧૮૯૭ ના જુન માસમાં "અઇબાદગારે જરીરાન" યાને પહેલવી શાહ નામાની બાબદના પહેલવી તેક્ષતનો પહેલો ભાગ છપાવી બહાર પાડયો હતો. એવણે અવસ્તા ભાષાની ફરહંગ બનાવાનું અને પહેલવી વંદીદાદનો તરજુમો છપાવાનું કામ હાથ ધર્યું હતું, પણ તે એવણના મરણથી અધુરૂં રહી ગયું છે.

એ દસ્તુરજી સાહેબના દીનદારી એલમની ગવાહી તો આપણને એવણના રચેલા ગ્રંથો ઉપરથી મલી. હવે એવણની વીદવતાની બીજી ગવાહી જો આપણને મલતી હોય તો યુરોપની યુનીવરસીટી તરફથી મલેલા ખેતાબો અને ઘણીક વીદવાન મંડલો સાથ એવણના જોડાયલા સંબંધો ઉપરથી મલી શકે છે. ૧૮૬૫ માં એવણને મુંબઇની પારસી ચીફ મેતરીમોનીયલ કોર્ટના એક દેલીગેત નેમવામાં આવ્યા હતા. ઈ૦ સ૦ ૧૮૬૬ મા એવણ "બોમ્બે બ્રાંચ ઓવ ધી રોયલ એશીઆટીક સોસાયટી" ના સભાસદ ઠડયા હતા. ઈ૦ સ૦ ૧૮૭૭ માં મુંબઈ સરકારે એવણને યુનીવરસીટીના ફેલો ઠેડવી માન આપ્યું હતું. ઈ૦ સ૦ ૧૮૭૮ માં એવણને મુલ્લાફીરોઝ' મદરેસાની કારોબાર મંડલીના' એક અધીકારી ઠેડવવામાં આવ્યા હતા.

એ દસ્તુરજી સાહેબને પોતાના પહેલવી જુબાનના પુખ્ત જ્ઞાનની કદરસનાશીમાં જરમનીની ત્યુબીનગન યુનીવરસીટીએ તા૦ ૮ મી જાનેવારી ૧૮૮૪ ને દીને "દાકતર ઓવ ફીલોસોફી" (PH. D.) અને "માસ્તર ઓવ આર્ટસ" (M. A.) ની માનવંતી પદવીઓ આપી હતી, કે જે માન પારસીઓના ધર્મગુરૂઓમાં પહેલવહેલું એવણનેજ મલ્યું હતું. આ ખેતાબની સનદ (૧) મુંબઈ ખાતેના જરમન કોનસલ ગી૦ જોન બ્રેદેનબર્ગ મારફતે તા૦ ૨૪ મી એપરેલ ૧૮૮૪ ને દીને એવણ ઉપર મોકલી આપવામાં આવી હતી. આ ખેતાબ એવણને બક્ષવામાં આવ્યો તેની એક દીવસ અગાઉ યાને તા૦ ૭ મી જાનેવારી ૧૮૮૪ ને દીને એવણને જરમનીની "ઓરીએંટલ સોસાયટી" ના એક મેમબર તરીકે ચુંટી કહાડવામાં આવ્યા હતા. ઈ૦ સ૦ ૧૮૮૩ માં ઈનતરનેશનલ ઓરીયંટલ કોનગ્રેસ જરમની ખાતે મલી હતી ત્યાં અવસતાની સાહાદતે 'મજદા—અહુરમજદા—અહુરા' નામનો અંગ્રેજી રેસાલો લખી મોકલ્યો હતો, જે ત્યાં વાંચી સંભલાવવામાં આવ્યો હતો—ઉપલો રેસાલો ૧૮૯૦ માં છપાવીને જરથોસ્તીઓમાં મુફત વેંહચવામાં આવ્યો હતો. ઈ૦ સ૦ ૧૮૮૭ માં "જુબીલી પહેલવી તેક્ષત ફંડ" ઉભુ કરવામાં આવ્યું તેના એવણ એક મેમબર હતા.

ઈ૦ સ૦ ૧૮૮૭–૮૮ માં ફલોરન્સ ખાતે ભરાયલા "એક્ષીબીશન" ના એવણને એક "પેત્રન" ઠેડવવામા આવ્યા હતા. તા૦ ૨૬ મી અકટોબર ૧૮૮૭ ને દીને એવણને બાલતીમોર ખાતેની "અમેરીકન ઓરીએંટલ સોસાયટી" ના એક "કોરેસપોંડીંગ મેમબર" ઠેડવવામાં આવ્યા હતા. તા૦ ૧૯ મી નવેમબર ૧૮૮૯ ને દીને એવણને ઓક્ષફર્ડ યુનીવરસીટી તરફથી "ડાકટર ઓવ સીવીલ લોઝ" (D. C. L.) ની માનવંતી પદવી મલી હતી, કે જે પદવી હિન્દના સઘલી વરણના ધર્મગુરૂઓમાં પહેલ વહેલી એવણનેજ મલી હતી. એક મોહોટાં કદની ઓઇલપેંટ તશવીર ત્યાના એક નામીચા ચીતારા પાસે એવણની સબી ઉપરથી પડાવીને બોદલીયન લાઈબ્રેરીના કરતા કારવતાંઓ તરફથી લંડનના મશ્હુર ઇન્ડયન ઇનસ્ટીટયુટમાં ખોલી મુકવામાં આવી છે. આ તસવીર પાડવાને માટે એવણ સાહેબે જે કીંમતી શીયાલ સબી પડાવતી વખતે વાપડી હતી તે પણ ત્યાંથી આએ ઓઈલપેંટ તસવીરને માટે ખાસ મંગાવવામાં આવ્યાથી અતરેથી મોકલવામાં આવી હતી અને તે પાછલથી ઉપલીજ લાઇબ્રેરીને એવણ સાહેબે ત્યાના કેટલાએક ઓલમાઓની ખાહેશથી ભેટ આપી હતી, તે હાલે એજ ઇનસ્ટીટયુટમાં એ ચીત્રની પાસે એક કાચના કેસમાં જાલવી રાખવામાં આવી છે.

---

(૧) આએ સનદ લેટીન ભાષામાં છે અને તેનો ઇંગરેજી તરજુમો નીચે મુજબ છે:—

(1) May God the Almighty bestow his blessings upon the following document:—

In confirmity with the will of His Majesty Charles King of Wurtemburg with the permission of Lord Henry of Degenkolb, Professor of Roman Law, Chancellor of the university of Tubingen; and of Lord Gustave of Rumolin, Professor of Political Economy, Vice Chancellor; and with the consent of Sir Hermaun Alfred, L. B. of Gutschmid, Professor of History, Dean of the Philosophical Faculty. The Philosophical Faculty of the university of Tubingen is pleased to confer upon the very distinguished and learned Scholar, Jamaspjee Minocherjee Jamaspasana, Esq.

High-Priest of the Parsees of Bombay, the honorary degrees of Doctor of Philosophy and Master of the Fine Arts, in consideration of his great merits in Pehlvi literature, as well as of the liberal Spirit which he displayed in forwarding to our colleagues a great number of valuable Avesta Mss, Not accessible since then to Scholars. By this document all rights and privileges connected with the degree of Doctor, are granted to him. Tubingen the 8th day of January 1884 under the seal of the Faculty of Philosophers (Signed) Hermaun Alfred, L. B., of Gutschmid, Dean of the Philosophical Faculty.

એને લગતો નીચલો ઠેરાવ "ઓક્ષ્ફર્ડ યુનીવરસીટી ગેઝેટ" માં છપાયો હતો:—

Nov. 19th 1889.

Honorary Degree.

It was resolved (demine contradicente) to confer the degree of D. C. L., Honoris Cansa on Dastur Jamaspjee Minocherjee Jamasp Asana, Doctor Philosophae in the University of Tubingen, Master of Arts in the University of Bombay. (૧)

એ પદવીને લગતો એક "હુડ" અને "ગાઉન" ઓક્ષ્ફર્ડ યુનીવરસીટીએ એવણ ઉપર નીચલાં ખત સાથે મોકલી આપ્યો હતો:—

To DASTUR JAMASPJEE MINOCHERJEE JAMASP ASANA,
PH. D., Hon. D. C. D. (Oxon).

Dear Sir,

As a slight token of our regard and to let it be manifest that we have not forgotten your great generosity in presenting to us unique Mss. of the Zend Avesta to the Bodleiah Library in the year 1889 and 1890, we are sending you a gown and hood made according to the prescribed regulations for the use of Doctors of Civil Law of the university of Oxford, and we trust that you will accept them and use them as a memento of our Sincere gratitude.

(Sd.) WILLIAM MARKBY, D. C. L. Reader in Indian Law

W. W. Hunter, lately member of the Viceroy's Legislative Council. L L. D (Cambridge) એ સીવાએ બીજી દસ સહીઓ છે જે બરાબર ઉકલતી નથી.

તા૦ ૧૯ મી દીસેમબર ૧૮૯૨ ને દીને મુંબઇ મધે "લગ્નની મોતેબરી જાલવનારી મંડલી" ઉભી કરવામાં આવી તેની નેમાયલી જનરલ કમીટીના એવણને એક નાયબ સરનશીન ઠેરવવામાં આવ્યા હતા. સપટેમબર ૧૮૯૩ માં અમેરીકામા આવેલા ચીકાગો શહેરમાં ભરાયલી "ઇનતરનેશનલ રીલીજીયસ કોનગ્રેસ" માં બીરાજવાને એવણને ઈજન આવ્યું હતુ અને તેની કમીટીના એવણને એક સભાસદ ચુંટી કહાડવામાં આવ્યા હતા. આ કોનગ્રેસના પ્રમુખ ડાકટર બેરોઝે એ કોનગ્રેસના અહેવાલના છપાઈ બહાર પડેલાં પહેલાં દફતરમાં એ દસ્તુરજીની ઘણીજ સરસ તસવીર આપી—તેની નીચે લખે છે કે:—

"મુંબઇવાલા પારસી દસ્તુર ડાકટર જામાસ્પજી મીનોચેહરજીની વીદવતાની દુન્યાની કેટલીક યુનીવરસીટીઓએ કદરસનાશી કરી છે. તેવણે પારલામેંટની યોજના તરફ પહેલેથી પોતાની દીલસોજી બતાવી હતી પણ પોતાની ઉમરને લીધે તેની બેઠકોમાં ભાગ લેવાને બનશે નહી તે માટે દીલગીરી બતાવી હતી."

આ વીદવાન દસ્તુરજી સાહેબ પોતાની પહેલવી દીક્ષનેરી છપાઇ બહાર પડવા પછી યુરોપના નામીચા વીદવાનોની ઓલખાણમાં અને તેઓ સાથ કાગજ પત્રોના વહેવારમાં આવ્યા. જેઓમાં પ્રોફેસરો મેક્ષમુલર, હારલે, દારમેસતેતર, જેકશન અને ડાકટરો બેલ્ડનેર ફ્યુરર, વેસ્ટ, ગાઈગર, મીલ્સ, કેઝારતેલી અને કાઉન્ટ એનજેલો દી ગુબરનેટીસ મુખ્ય હતા. એ સઘલાઓ જરથોસ્તી ધર્મ અને ક્રીયાઓ વીશેની એવણથી માહીતી મેલવતા અને સલાહ

(૧) "માસ્તર ઓવ આરટસ" ની બાબદમાં ભુલ છે. એ પદવી દસ્તુરજીને મુંબઈ યુનીવરસીટી તરફથી નહી, પણ ત્યુબીનગન યુનીવરસીટી તરફથી મલી હતી.

લેતા હતા. જ્યારે કોઇબી પ્રખ્યાત યુરોપ્યેન વીદવાન મુંબઇ આવતો ત્યારે એવણના કીમતી કેતાબખાનાની ભેટ લેવાને ચુકતો નહતો. તેઓને વીદયા એલમને લગતાં કોઇબી કામમાં મદદ આપવા માટે એ ભલા દસ્તુરજી સદા તત્પર રહેતા હતા. એક વખતે એવણે પોતાના કેટલાક કીમતી હસ્ત લેખો ડાકટર ગૅલ્ડનરને તેની "અવસ્તા તેક્ષત" બનાવા માટે પુરા પાડયા હતા, એટલુંજ નહી પણ બીજાઓ પાસેથી મેલવી અપાવાને પુસ્કલ મેહનત કરી હતી.

એવણ સાહેબ દસ્તુરી ગાદીએ બેઠા ત્યારથી જે વાએજો કરી છે તેમાંની કેટલીક અગત્યની વાએજોની વીગત નીચે આપીએ છીયે:—

તા૦ ૩ જી નવેમબર ૧૮૬૪ ને દીને એવણે પહેલવહેલી પોતાના મરહુમ બાવાની લખેલી "જરથોસ્તી ધર્મની યજંદાપરસી" નામની વાએજ શેઠ ફ્રામજી કાવશજીના આતશબેહરામમાં જરથોસ્તીઓના દબદબા ભરેલા મેલાવડા હજુર વાચી સંભલાવી હતી, અને એનો બીજો ભાગ એજ વરશની તા૦ ૭ મી દીસેમબરે વાંચી સંભલાવ્યો હતો, જે વખતે મરહુમ સર જમશેદજી જીજીભાઇ બીજા બારોનેટ સાહેબે ઉઠી દસ્તુરજીનો ઉપકાર માની સાબાસી આપી હતી.

તા૦ ૫ મી દીસેમબર ૧૮૬૫ ને દીને "આદમજાત તે સાહેબની બક્ષેસ માટે કેટલુ આભારી છે" એ બાબદ ઉપર એક વાએજ ઉપલાંજ મકાનમાં કરી હતી, જે પુરી થવા પછી મરહુમ દસ્તુરજી સાહેબ પેશોતન બેહરામજી સંજાણાએ મીજલસની તરફથી દસ્તુરજીનો ઉપકાર માન્યો હતો.

તા૦ ૧૦ મી મારચ ૧૮૬૬ ને દીને ઉપલાંજ મકાનમાં એવણે "આપનો માજદયશની ધર્મ કયા પાયા ઉપર છે અને તે બેહસ્તનો મારગ કેવો બતલાવે છે" એ ઉપર વાએજ કરી હતી જેની શેવટે મરહુમ દસ્તુરજી સાહેબ શોહરાબજી રૂસતમજી મુલ્લાં ફીરોજનાએ દસ્તુરજીનો ઉપકાર માની શાબાસી આપી હતી.

તા૦ ૧૮ મી મારચ ૧૮૬૬ ને દીને તારાપોર ખાતે અનજુમનના ઉઘરાટથી બંધાવેલાં દોખમાને પરથવાની ક્રીયા થઈ હતી, જે વખતે એવણ શાહેબ ત્યાં બીરાજેલા હતા—અને ત્યાં "જરથોસ્તી મજહબમાં દોખમુ બાંધવાની અગત" એ ઉપર વાએજ કરી હતી; જે પુરી થવા પછી દસ્તુરજીને અનજુમન તરફથી સીઆલ હોરાડવામાં આવી હતી:

તા૦ ૨૦ મી સપટેમબર ૧૮૬૮ ને દીને શેઠ માણેકજી શેઠની વાડીમાં "નોરોજ" ઉપર ભાષાણ આપ્યું હતું.

તા૦ ૧૨ મી દીસેમબર ૧૮૬૮ ને દીને ઈલાહી બાગમાં "જરથોસ્તી ધર્મ પાલવાની અગત ઉપર વાએજ કરી હતી, જેની શેવટે મરહુમ દસ્તુરજી સાહેબ પેશોતન બેહરામજી સંજાણાએ જણાવ્યું કે "એ વાએજ ઘણી સરસ છે, માટે સઘલા જરથોસ્તીઓએ તે યાદ રાખી તે પ્રમાણે ચાલવું, અને એવાં વાએજોના કામોને હમેશ ઉતેજન આપતા રહેવું"

તા૦ ૫ મી જુન ૧૮૬૯ ને દીને ખેતવાડી મધે કાંમાબાગવાલી દરેમેહર પરથવામાં આવી તે દીને—"આતશનો કેબલો કરી બંદગી કીધાથી કેવી અસર થાય છે" એ ઉપર એક વાએજ કરી હતી.

તા૦ ૨૭ મી દીસેમબર ૧૮૬૯ ને દીને ઇલાવ ગામની દરેમેહર ઈજાઇ તાંહાં પણ એવો સાહેબ બીરાજેલા હતા તે દીને "આતશનો કેબલો" એ ઉપર વાએજ કરી હતી. એજ ગામમાં એવણે વળી "સુદરેહ કુસ્તી," "ગાથાના દીવસો સાથ અસપંદાદ મહીનો પઢવા વીશે," "દરેમેહર" વીગેરે બાબદો ઉપર વાએજો કરી હતી.

તા૦ ૨૫ મી જાનેવારી ૧૮૭૦ ને દીને સુરત મધે નાહનપરામાં શેઠ કાવશજી રૂસતમજી તમનાની ધર્મશાલામાં "જરથોસ્તી ધર્મ એ શું છે તથા તેને પાલવાની અગત કેટલી બધી છે" એ ઉપર એક વાઅજ કરી સંભલાવી હતી, જે પુરી થવા પછી નાહાનપરાના જરથોસ્તીઓએ એવણુને માનપત્ર આપી સીઆલ હોરાડી હતી. એ શીવાએ એવણે મુંબઈ તથા દેશાવરના જરથોસ્તીઓમાં અનેક પ્રસંગે ધર્મ અને સંસારી બાબદો ઉપર પુશ્કલ વાઅજો કરી હતી. જે કહી બાબદ ઉપર અને કયાં વરસમાં કરવામાં આવી હતી તે નીચે મુજબ છે:—

પ્રોહર વીશે ૧૮૭૪
પ્રવરદેગાન વીશે ૧૮૭૪.
બંદગી વીશે ૧૮૭૪.
બંદગી અવસતા જબાનમાંજ કરવા વીશે ૧૮૭૪.
ગાથા વીશે ૧૮૭૪.
નોરોજે આમ્મે વીશે ૧૮૬૪.
રપીથ્વીન વીશે ૧૮૭૪.
નોરોજે ખાસે વીશે ૧૮૭૪.
નેરંગ ઉપર વાઅજ ૧૮૭૯.
અહુરમજદને ખુશનુદ કેવી રીતે કરવો જોઈએ ૧૮૭૯.
આતસ ઉપર વાઅજ ૧૮૭૯.
આપણ જરથોસતીઓ તરીકે અવસતા ભાશામાંજ બંદગી કરવાને બંધાયલા છીએ ૧૮૮૮
ખોદાના બંદાને બંદગીની જરૂર ૧૮૯૫.
આપણ મજદયસ્ની લોકો બંદગી કેઇ જુબાનમાં કરવાને પ્રરજયાતે બંધાયલા છીએ૧૮૯૫
માજદયશની લોકો પ્રરજયાત બંદગી અવસતા જબાનમાં કરવાને બંધાયલા છે—તેમ કરવાનું કારણ શું? બીજી ભાશામાં નહી કાય કરવી? એ બાબદ ઉપર ૧૮૯૫.
અશો પ્રોહરોની ક્રીયા ચાલુ રાખવાનું જરથોસતી ધર્મનું પ્રરમાન તથા પ્રરવરદેગાનના દીવશો પર શું શું ક્રીયા કરવી જોઈએ. ૧૮૯૬.
ગુજરેલાંઓને માટે ત્રણ દીવસ પછીબી ચાલુ ક્રીયા કરવાની પ્રરજ. ૧૮૯૬.

ઉપલી સઘલી વાઅજો જે છપાઇ છે તે ઉપરાંત એવણુ સાહેબે જુદાં જુદાં તાકણાંઓ ઉપર બીજી પુસકલ વાઅજો આપી હતી જેની ટીપ મેલવી શકાતી નથી.

હવે આ વીદવાન દસ્તુરજી સાહેબની ઝહલકતી કારકીર્દીનો સફો બંધ કરવા પહેલાં કેટલીક પરચુટણ બાબદોની નોંધ લેવી દરૂસ્ત ધાર્યે છીયે.

ઇ૦ સ૦ ૧૮૫૯ માં મુંબઇના શહેનશાહી પંથવાલાઓમાં એક વડા દસતુર ઠેડવવા માટે મરહુમ સર કાવશજી જેહાંગીર અને શેઠ મેહરવાનજી માણેકજી શેઠનાએ એક યોજના ઘડી કહાડી હતી અને તે ઉપર વીચાર કરવા માટે કેટલાક આગેવાન ગ્રહસથોની એક સભા તા૦ ૪ થી જુલાઈ ૧૮૫૯ ને દીને મજગામ કેસટલમાં મરહુમ સર જમશેદજી જીજીભાઈ બીજા બારોનેટના પ્રમુખપણા હેઠલ મલી હતી, જ્યાં એવો ઠેડાવ થયો હતો કે મરહુમ દસતુરજી સાહેબો જામાસપજી તથા પેશોતન ઉપર ચોક્કસ સવાલો લખી મોકલી પુછાવવું કે આપણી ધર્મની ક્રીયાઓમાં ભણતરો જુદી જુદી રીતે થાય છે તેમાં ખરૂ કયું અને ખોટું કયું, તેનો નીવેડો તેઓએ કરી આપવો. પણ એ કામ કશી રીતે પાર પડયું નહી.

તા૦ ૧૭ મી મારચ ૧૮૭૦ ને દીને મહારાણી વીકટોરીયાના બીજા દીકરા ડયુક ઓપ્ર એડીનબરોની પરેલ ખાતેના સરકારી મેહલમાં મરહુમ દસ્તુર જામાશપજીએ મુલાકાત લઇ એવણે તે નામદારને જંદ ભાષામાં લખેલો કસીદો ભેટ આપ્યો હતો. ઇ૦ સ૦ ૧૮૭૬ માં નામદાર પ્રીન્સ

ઓફ વેલ્સ હિન્દમાં પધાર્યા તે વખતે તેને પણ પહેલવી ભાષામાં લખેલો કસીદો ભેટ આપ્યો હતો. ઈ૦ સ૦ ૧૮૮૩ માં એદન' ખાતે શેઠ કાવશજી દીનશાજી એદનવાલાએ દરેમેહેર સ્થાપી તેની શીફત અને તારીફમાં એક પેહેલવી ગજલ જોડીને એ શેઠને ભેટ આપી હતી.

ઈ૦ સ૦ ૧૮૮૫ ના એપરીલ મહીનામાં વડોદરાના ગાયકવાડ સીઆજીરાવ મહારાજ મુંબઈ ખાતે આવ્યા તે વખતે તા૦ ૩૦ મી એપરેલને દીને કોટની મરહુમ શેઠ માણેકજીની દરેમેહરના મોબદોએ જામા પીછોડી સાથ ઉભા રહી તે નામદારને માન આપ્યુ હતું અને મરહુમ દસ્તુર જામાસ્પજીએ તે નામદારને ફુલનો ગજરો પહેડાવ્યો હતો.

ઈ૦ સ૦ ૧૮૮૭ ની મહારાણી વીકટોરીઆની ૫૦ ) માં વરસની જુબીલી, અને ઈ૦ સ૦ ૧૮૯૭ ની તે નામદાર બાનુંની ૬૦) મા વરસની "ડાયમંડ જુબીલી"—એ બેહુ ટાંકણે દસ્તુરજીએ જંદ પહેલવીમાં લખેલા દોયાના કસીદાઓ તે નામદાર શેનશાહ બાનુ ઉપર મોકલી આપ્યા હતા.

ઈ૦ સ૦ ૧૮૯૭ માં નવાં અનજુમનનાં આતશબેહેરામ સાહેબને તખતનશીન રોજ ૩ જો માહા ૨ જો ૧૨૬૭ યજદેજરદીને દીને કીધા તે દીવસે એવણ સાહેબે તે નુંરી કેબલાની સીફત વીશે એક પેહેલવી ગજલ જોડીને છુટથી પારસીઓમાં વેંહેચાવી હતી.

નામદાર પ્રીનસ ઓફ વેલસની ભયંકાર માંદગી વખતે એ દસતુરજી સાહેબની આગેવાની હેઠલ બંદગી તે પાક દાદગરની જનાબમાં કરીને તે નામદારની માંદગી જલદી દુર થાય એવી દુઆ ગુજારવાને એક મોહોટી અને આગેવાન મીજલસ મરહુમ શેઠ ફરામજી કાવશજીના આતશબેહેરામમાં મલી હતી. એ મીજલસમાં ટાઈમસ ઓફ ઈંદીયાના લખવા પ્રમાણે બે હજાર જરથોસતીઓ ભેગા મલ્યા હતા, જ્યાં સર જમશેદજી તથા બીજા નામીચા શેઠોની હાજરી હતી. એ પ્રસંગે એવણ સાહેબે અવસતામાં જોડેલી ખાસ બંદગીના હેન્દબીલ સરવે જરથોસતીઓમાં વેંહેચાવ્યાં હતાં. જે બંદગી એવણ સાહેબે કરીને સરવે જરથોસતીઓને હોરમજદ તથા અરદીબેહેસત યસત ભણવાને અરજ કીધી હતી. ત્યાંથી એ મીજલસ આવાં દાજદ જઈ ત્યાં બંદગી કરી મોડેથી વીખરાઇ હતી.

તા૦ ૨૦ મી મારચ ૧૮૮૭ ને દીને સર દીનશાહજી માણેકજી પીટીટના નબીરાઓની નવજોત એવણે દબદબા ભરેલી મીજલસ સનમુખ કરી હતી, જે જોવાને માટે નામદાર ગવરનર લોર્ડ રે અને બાનુ, એડમીરલ સર ફ્રેડરીક રીચર્ડસ, લોર્ડ બકીંગહામ તથા મોટે ખાંચરેના ઈંગ્રેજી અમલદારો સર દીનશાહજીનાં નોતરાંને માન આપી હાજર થયા હતા. એ વખતે મરહુમ દસ્તુરજીએ નોજોદ ક્રીયાની સમજ આપનારી ઈંગ્રેજીમાં છપાવેલી એકેક ચોપડી સરવેને વેહેંચી હતી.

ફેબરૂઆરી ૧૮૯૦ માં એવણ પોતાના કેટલાક દોસ્તો સાથ ઉત્તર હિંદુસ્તાનની સહેલગાહે ગયા હતા, અને અલાહબાદ, લખનોર, કાનપોર, કલકતા, રાણીગંજ, દીલ્લી, આગ્રા, અજમેર અને ત્યાંથી અમદાવાદને રસ્તે પાછા ફરતાં અમદાવાદ તથા વરોડરા વીગેરે જાણીતાં શહેરોની મુલાકાત લીધી હતી, અને ત્યાના જરથોરતીઓ તરફથી એવણને પોતાના દરજ્જાને છાજતો આવકાર મલવા જોડે માનપત્રો, સીઆલો તથા પરસો મલી હતી. (૧) એ પ્રવાસ દર-

(૧) એ સઘલાં માનપતરોમાં કાનપોરના જરથોસ્તીઓ તરફનું માનપત્ર ફારસી નઝમમાં લખેલું છે અને તે ટુકું અને રસીલુ હોવાથી હયાં ઉતારી લઈએ છીએ:—

> બ બાગે હિન્દ ગુલે તાજેહ દમીદ ઈમરૂઝ
> ઝે સુએ ગોર્બ નસીમે સહર રસીદ ઇમરૂઝ;
> દીલશ મનવ્વરો હમ દીદેહઅશ શુદેહ રોશન
> જમાલે પાક ચુ જામારપજી બે દીદ ઈમરૂઝ;

મ્યાન એવણે ઝાનસી અને અલાહબાદ ખાતે ત્રણ બાલકોની નવજોત બરસનુમવાલા મોબદ વગર પોતે નાહન નવાડીને કરી હતી, તેમજ હિંદના તે વખતના વાઇસરાય લોર્ડ લેન્સડાઉન અને બંગાલના લેફટેનન્ટ ગવરનર સર સ્ટુઅરટ બેલી તથા બીજા કેટલાક મોટા સરકારી અમલદારોની એ દસ્તુરજીએ મુલાકાત લીધી હતી.

સપટેમબર ૧૮૯૨ માં લંડન ખાતે ભરાયલી "ઓરીએંટલ કોનગ્રેસ" માં યુરોપ તથા અમેરીકાના જંદ–અભ્યાસીઓ તરફથી પ્રોફેસર દારમેસતેતરે એવી દરખાસ્ત કરી હતી કે "મુંબઇવાલા દસ્તુર સાહેબો પેશોતનજી બેહરામજી તથા જામાસ્પજી મીનોચેહરજીએ ઓક્ષફર્ડની બોદલીઅન લાયબ્રેરીને અવરતાના કીમતી હસ્ત લેખો ભેટ આપ્યા છે તે માટે એ દસ્તુર સાહેબોનો ઉપકાર માનવો." એ દરખાસ્ત ખુશાલીના અવાજે સાથ પસાર થઈ હતી.

ઈ૦ સ૦ ૧૮૯૨ માં અમેરીકા ખંડ સોધી કહાડવાને ચાર સદી પુરી થવાથી એવણે તે બનાવની યાદમાં કેટલુક લખાણ કરી અંમેરીકા ખંડ ખાતે મોકલ્યું હતું.

ઓક્ષફર્ડની બોદલ્યન લાઇબ્રેરીને ઇ૦ સ૦ ૧૩૨૩ માં ખંબાતવાલા એરવદ મેહરબાન કેખશરૂની કલમથી લખાયલી પહેલવી તરંજુમા સાથની યજશનેની મોટેબર કેતાબ જે એ મરહુમ દસ્તુરજી તરફથી ભેટ મળી હતી તેની ૨૦૦ નકલો "કોલોતાઈપ" કરાવી ડાકટર મીલસે આગસ્ટ ૧૮૯૩ માં છપાવી બહાર પાડી હતી.

કેટલીક મુદત થઇ બાજરોજગારના ટ્રસ્ટ ફંડો હાઈ કોરટ રદ કરતી હોવાથી હિન્દની સરકાર પાસેથી એક ખાસ કાયદો બંધાવી મંગાવા માટે મુંબઇના પારસીઓ તરફથી એક અરજી તા૦ ૧૩ મી ફેબરૂઆરી ૧૮૯૬ ને દીને પારસી પંચાયતના ટ્રસ્ટીઓ ઉપર મોકલવામાં આવી હતી, તેની સઘલી આગેવાની એ દસ્તુરજીએ પોતે કરી હતી. તેમજ તા૦ ૧૧ મી આગસ્ટ ૧૮૯૬ ને દીને મુંબઇના જરથોસ્તીઓએ એવણની આગેવાની હેઠલ પારસી પંચાયતના ટ્રસ્ટીઓને અરજી કરી રૂવાનની ઘેહ સારવાના વખતમાં અને તેને સેજદો કરવાની રીતમાં ઘટતો ફેરફાર કરવાની માંગણી કરી હતી.

પારસી ધર્મ અને સંસારને લગતા મુકદમાઓ ચુકવવા માટે કોરટ એ દસતુરજી સાહેબને લવાડ ઠેડવી એવણના એ બાબેના પુખ્ત અનુભવ અને સહમજ શકતીની ગોયા કદર પીછાનતી હતી.

---

ન દીદ ચશમે ફલક હમ ગહી ચું નીન દસ્તુર
ઝે ખાને નઆમતે ઉખલક રીઝેહ ચીદ ઇમરૂઝ;
મનવવર અંદ મઆબદ ઝે શમએ એલમશ
મતાએ આખેરત હમકીના ખરીદ ઇમરૂઝ;
બફઝીઆન ચે રસદ અઝ કલામે શીરીનશ
બદહેર લેહઝત બેહરામ હમ ચશીદ ઈમરૂઝ;
ઝે બરકતે કદમે પાક આન બજસતેહ ખેસાલ
ઝેહિન્દ બગઝો અનાદો રયા પરીદ ઇમરૂઝ;
શુદેહ મનવવર કાશાને અમ ઝે મકદમે ખેર
કે મેહમાને ગેરામીએ મા રસીદ ઈમરૂઝ.

અર્થ:—હિન્દના બાગની અંદર આજે એક તાજું ફુંળ ઉગ્યું, અને પશ્ચીમ તરફથી સેહવારની ખુશનુમા લેહકી ફુંકી, જયારે દસ્તુર જામાસ્પજીનો ખુબસુરત ચેહરો આજે જોયો ત્યારે તેનુ દીલ નુર ભરેલું અને આંખો રોશન થઈ. આસમાને પણ કદી એવો દસ્તુર જોયો નથી કે જેની નીઆમતના દસતરખાન ઉપરથી આજે ખલકે રેજાઓ ચુંન્યા. તેના એલમની રોશનીથી એબાદત ખાનાઓ રોશન થયાં, અને આખેરતનો તોશો આજે ખરીદયો. તેના મીઠાશ ભરેલા સખુનો આગલ હમારૂં બેહુંદુ બોલવું શું બીસાત ધરાવે છે. બેહરામે (આએ બેતનો બનાવનાર) આજે જમાનાની લેહઝત ચાખી. આએ મુબારક ખશલતના દસ્તુરજીના પાક કદમની બરકતથી હિન્દમાંથી દગો ફટકો અને મકર આજે ગુમ થઇ ગયું. જયારે હમારો પીઆરો મેહમાન આજે આવી પુગો ત્યારે તેના બખતાવર કદમથી હમારૂં મકાન નુર ભરેલું થયું.

એવી રીતે મરહુમ દસ્તુર સાહેબ જામાસપજીએ ૩૭ વરસ, ૧૧ મહીના અને ૪ દીવસ સુધી મોહટા માન મરતબા અને પુર જાહોજલાલી સાથે અને પોતાના હમદીનોની પ્રીત અને સંતોષ વચ્ચે દસ્તુરી અમલ ચલાવી રોજ ૧૨ મો મોહર યજદ માહ ૧ લો ફરવરદીન સને ૧૨૬૮ યજદજરદી, તા૦ ૨૬ મી સપટેમબર ૧૮૯૮ ઇસવી, સંવત ૧૯૫૪ ના પ્રથમ આસો સુદ ૧૧ અને વાર સોમ, તા૦ ૯ મી જમાદીઉલ અવ્વલ સને ૧૩૧૬ હીજરીને દીને રાતે ૧૦॥ા કલાકે આએ ત્રણ પાંચ દહાડાની દુન્યામાંથી પોતાનો અસબાબ ઉઠાવી "સરાએ મીનો" માં કુચ કરી ગયા, કે જે વખતે એવણ સાહેબની ઉમર ૬૮ વરસ, ૧૦ મહીના અને ૪ દીવસની વતી. એવણનું મરણ ઘહડપણની નબલાઈથી નીપજયું હતું. પોતાની આગલ થઈ ગયલા દસ્તુરો કરતાં એવણે લાંબી મુદત સુધી દસ્તુરી ચલાવી હતી, પણ તેઓની ગુજરતી વખતની ઉમર સાથે સરખાવતાં (એવણના બાવાની ઉમર બાદ કરતાં) એવણ સાહેબની ૬૮ વરસની ઉમર તે ઘણીજ ટુંકી ઉમર લેખાય.

વચગાલે એકુ વખત ભગરપંથના મોબદો સાથ ભણતર ક્રીયા બાબે મતફેર ચાલતો હોવાથી એવણને થોડીક મુદત સુધી ઘણું ખમવું પડયું હતું, પણ એવણની જીંદગીના છેલ્લાં વીસ વરસમાં એવણનો દસતુરી દરજજો મોબેદો અને બેહદીનોમાં ઘણો વધી ગયો હતો. મુંબઇનાજ નહી પણ દેશાવર ખાતેના જરથોસતીઓ અને પારકા પંથકના મોબેદો પણ એવણ માટે ઘણું ઉંચુ મત ધરાવતા હતા. પોતાની બેહદ લાયકી, સાલેસાઈ, મીલનસારી અને નમનતાઇને લીધે પોતાના હમદીનોનો એકસરખો ચાહ અને પ્યાર પોતા તરફ ખેંચી લેવા પામ્યા હતા. પોતે ઘણાજ થંડા મીજાજના, સાફ દીલના, ભોલા અને નીષ્કપટી હોવાથી પોતાના દુશમનોને પણ દોસત કરી નાખ્યા હતા. કોઇબી ગરજાઉ અને મુફલીસ આદમી એવણ આગલ જઇ ઉભો રહેતો તો તે નાસીપાસ થઈ ખાલી હાથે પાછો ફરતો ન હતો. એ શીવાએ એવણનામાં બીજા તારીફ લાયક ગુણો એ હતા કે પોતાના જાની દોસતો અને હરહડતા શત્રુઓને સરખી નજરે જોતા હતા, તંવગરો અને ગરીબોને એકસરખું માન આપતા હતા અને કોઇનું પણ કદી બુરૂ ઈચ્છતા ન હતા. 'બુરો જ્યારે પોતાની બુરાઈને નહી છોડે તો ભલો પોતાની ભલાઈને શું કામ છોડે' આ વાકય અવણ સાહેબની એક (Motto) અલામત હતી અને પોતાની આખી જીંદગી એ અલામત ઉપર ચાલીને ગુજારી હતી. પોતાના દસતુરી દરજજા અને લાગવગથી કદી અહંકારી ન બનતાં પોતાની જીંદગી ઘણીજ સાદી રીતે ગુજારતા હતા. પોતાના હમદીનોને ધર્મનાં કામમાં પોતાની બનતી મદદ કરવાને ચુકતા ન હતા અને પોતાના સાથવાલા મોબદોની જરૂરની વખતે મોહટી કુમક કરનારા હતા. પોતીકા બાપીકા વતન નવસારીની વડી દરેમેહરનો મોભો અને ટેક સાચવવાની અને ભગર સાથ મોબદોના હક ઈલાકા અને પંથકોની જાલવણી માટે એ મરનાર દસતુરજી કેટલી કાલજી રાખતા હતા તેનો જીવતો દાખલો જો આપણને મલતો હોય તો તે ચંદનવાડી ખાતેના અનજુમનના આતશબેહરામની સથાપના છે. એ મકાન ઉભું કરવા માટે એવણે લાગત ૧૪ વરસ સુધી ભારે રંજ અને જેહમત ખેંચી હતી અને પોતાના લાગવગથી એના ફંડમાં નાણાની મોહટી રકમો મેલવાવી આપી હતી. એ કામ માટે એવણને ઘણીક તરેહની મુશકેલીઓ અને વીંઘનોમાંથી પસાર થવું પડયું હતું, પણ ખંત અને સબુરીથી એ કામ અંતે પાર પાડયું હતું—એટલુજ નહી પણ પોતાના ટોળાના મોબદોનો લાભ સાચવતાં એવણે પોતાની દેહ ઓયા કચડી નાખી હતી. એ કીમતી શેવાના બદલામાં એવણને એ મકાનની વંશપરંપરા દસતુરી મલવા જોડે મોબેદ અનજુમન, બેહદીનો, પારસી પંચાયત અને બીજા ખાતાંઓ તરફથી માનપતરો, સીઆલો તથા બીજી કેટલીક ભેટો મલી હતી, જેનું વીગતવાર બયાન આગલા સફામાં આવી ગયું છે. એ આતશબેહરામ બંધાઇ તેમાં તુરી કેબલો તખ્ત-

નશીન થવા પછી એવણુ સાહેબ પોતાની જીંદગીની એક મોહટામાં મોહટી ઉમેદ પાર પડેલી સમજતા હતા, તો જો કે એ મકાનની દસ્તુરી ૧૧ ) મહીનાથી વધુ મુદત સુધી ભોગવવા પામ્યા નહી.

"મરહુમ દસ્તુરજી સાહેબ દીનનો એક મજબુત થાંભલો હતો—તેવણુના મનની પરહેજગારી અને દીલની પવિત્રાઇ તેવણુના નૂરાની ચેહરા ઉપર દીપી નિકલી હતી, અને એવો નૂરાની ચેહરો શું શાદી કે શું ગમગીનીની મિજલસમાં જાણે હાંસે હાંસે જોયા કર્યે એવો હતો. તેવણુના દીલની સાદાઇ અને સ્વભાવની ભોલાઇ તેવણુના દસ્તુરી દરજ્જાને જેબ આપતી હતી. તેવણુના ભલા ગુણો એવા હતા કે પરવરદેગારે જરથોસ્તીઓને ગોયા એક નમુનેદાર દસ્તુર બખશ્યો હતો. પારસી ટોલો એ જીનત ગુજીન દસ્તુરજી સાહેબને ખરાં દીલથી ચાહતો હતો અને અથોરનાનો પોતાના એ પાક પરહેજગાર સરદારપર ફિદા ફિદા હતા." ૧

"એ મરહુમ દસ્તુરજી સાહેબમા "પરહિજગારી અને પરમાર્થના ગુણ વિશેષ હતા, અથવા બીજા તેમના ભાઇબંધો કરતાં વિશેષ ખીલેલા હતા. જો એ દસ્તુરજીના ગુણોનો અર્ક આપણે ખેંચીએ તો તે એટલોજ નીકલશે કે, પરહિજગારી અને પરમાર્થ. પોતાના જાતભાઇઓને પોતાની ગીરોની યા પોતાની સીફારસ ને મદદ વડે રોજી મેલવતા અને રોટી ખાતા કર્યા છે. પાકી પરહેજગારીના તેઓ ગોયા એક અવતાર હતા; પરમાર્થ અને દરગુજરમાં ફરેસ્તા, અને ભલાઇ તથા લાયકીના જાણે નમુના હતા." ૨

"પારસી ટોળાને આએ હીંગામમાં એવા દસ્તુરો જોઇએ છે. ઘડીભર યુનીવરસીટીની ડીગ્રી નહી હશે અથવા અવસ્તા પેહેલવીનો અભયાસ થોડો હશે તો ચાલશે, પણ સાલેસાઇ, નમનતાઈ, મીલનસારપણું અને પોતાની આસપાસનાઓ તરફ સારા વીચારો અને લાગણીઓ ધરાવનારો દસતુર પારસી કોમને મુબારકબાદી લેવાજોગ ગણાશે." ૩

એ મરહુમ દસ્તુરજીના માનમાં મુંબઈના જુદા જુદા લતાના પારસી ધંધાદારીઓની દુકાનો, પારસીઓની માલેકી હેઠલ ચાલતી સ્કુલો તથા બીજાં ખાતાંઓ બંધ રાખવામાં આવ્યાં હતાં, અને એવણુની પાયદસ્ત વખતે પોલીસનો સારો બંદોબસ્ત રાખવામાં આવ્યો હતો. એવણુની પાયદસ્ત અને ઉઠમણા વખતે પારસીઓની એક દબદબા ભરેલી મીજલસ એવણુને છેલ્લું માન આપવા માટે એકઠી મળી હતી. એવણુનું ઉઠમણું મુંબઈ ઉપરાંત ઉદવાડા, નવસારી, સુરત, અમદાવાદ, પુના, હેદરાબાદ, મઉ, એડન તથા લાહોર વીગેરે બીજા મથકો ઉપર કરવામાં આવ્યું હતું, અને મુંબઇ તથા દેશપરદેશથી એવણુના કુટુંબ ઉપર દીલાસા પત્રો મોકલવામાં આવ્યાં હતાં.

ઓક્ષફર્ડ યુનીવરસીટીના "જંદ ફાઇલોલોજી" ના પ્રોફેસર ડાકટર મીલસને એવણુના મરણની ખબર પડતાં તેણે "ટાઇમસ ઓવ ઈન્ડીઆ" ઉપર નીચલો પત્ર લખી મોકલ્યો હતો.

To The Editor of the Times of India,

Sir,

I only learnt today, by the courtesy of a friend who sends me a copy of your issue of act. 1st, of the sad loss which has befallen all of us in the death of the venerated Dastur, Dr. Jamaspjee Minocherjee, High-Priest of the Parsees. No person with whom I have ever corresponded has more touched me by

૧ કયસરે હિન્દ—તા૦ ૨–૧૦–૧૮૯૯.
૨ નવસારી પ્રકાશ—એજ.
૩ જામે જમશેદ,—તા૦ ૨૭–૯–૧૮૯૮.

his genial dignity and kindness, and I feel as if I had lost, indeed, a closely-endeared friend. His letters to us in Oxford made the most favourable impression upon our leading men; and his magnanimous gift of the most ancient manuscript of the Sasna not only enriched the collections of this University, but was the means of multiplying the treasure in fac-simile, so that incipent investigators could learn from it how to read ancient hand-writing. No Asiatic was more honoured in Oxford, as was shown by the wholly exceptional gift of our degree of D. C. L. inabsentia. His portrait, in large form, adorns one of the most conspicuous public rooms devoted to Indian Interests; it hangs on the wall of the Reading Room at the Indian Institute, and it will be draped with mourning on the occasion of my opening my course of lectures as Professor of the University. This will be no empty token of regret.

Believe me to be,
Sir,
Yours most sincerely
(Sd) Lawrence Heyworth Mills
Professor of Zend Philology in the
University of Oxford
119, Iffley Road, Oxford, 16th oct. 1898.
(Times of India, 5-11-1898.)

ઉપલાંનો તરજુમો નીચે મુજબનો છે :—

" એક મીત્રની મેહેરબાનીથી મરહુમ ડાકટર જામાસપજી મીનોચેહેરજીનાં મરણની ખબર મેં તો આજેજ (તા૦ ૧૬ મી અકટોબરે) જાણી છે, જે મરણથી અમો સઘળાઓને આક્ષફરડ યુનીવરસીટીમાં મોટો ગમ ઉપજ્યો છે. મારી જીંદગીમાં મેં જેટલાઓ સાથ કાગજપત્રોનો વહેવાર ચલાવયો છે, તે સઘળાઓમાં માયાભરયા મરતબા તથા દયાળુ લાગણીથી મરહુમ દસતુરના કાગજપત્રોથી મારી ઉપર જેટલી અસર થતી હતી તેટલી અસર બીજા કોઇના લખાણોથી થઇ નથી. આક્ષફરડ યુનીવરસીટીના ભણેલા નરો ઉપર મરહુમ દસતુરજીના પત્રોથી અતીશય અસર થતી હતી અને તેવણે અમારી યુનીવરસીટીને કરેલી કદીમ હાથના લખેલાં પુસ્તકની મહાભારત ભેટથી યુનીવરસીટીના પુસ્તકોના સંગ્રહને મોટું કુઉવત મળયું છે એટલુંજ નહી, પણ કદીમ શોધ ખોળો કરવાને ખાસ ઉતેજન મળયું છે. આક્ષફરડ યુનીવરસીટીમાં બીજા કોઈ પણ એશીયાટીક નરને મરનાર કરતાં વધુ માન આપવામાં આવતું ન હતું અને તે તેવણને મળેલી ડી. સી. એલ. ની માનવંત ડીગ્રીથી જણાઈ આવે છે. તેવણની એક મોટી તસવીર અત્રેના એક મુખડાવાળાં ભાગમાં ઓળવેલી હોવાથી સઘળાઓનું ધ્યાન ખેંચે છે. જંદ ફીલસુફીને લગતાં મારાં લેકચરો હું શરૂ કરીશ તે વખતે દસ્તુર જામારપજીની એ તસવીર ઉપર કાળી બારડર અમારા શોકની નીશાની તરીકે વીટાળવામાં આવશે. "

આ દસ્તુરજીના લગન પોતાના મસીઆઇ કાકા મરહુમ એરવદ જમશેદજી ટેહમુરજી દસ્તુર જામાસપઆશાનાની દીકરી જીઆઈજી કેડે થયાં હતાં, જેવણને પેટે બધાં મલી ૧૦) ફરજંદો અવતર્યાં હતાં, જેમાંના ૪) ફરજંદો ઘણીજ નાઘલી ઉમરે ગુજર્યાં હતાં. એ દસ્તુરજીના વડા દીકરા

## દસ્તુર ફીરોઝ

ઇ૦ સ૦ ૧૮૭૨ માં મેટ્રીક્યુલેટ થઇ કાબેલ ઉસ્તાદોના હાથ હેઠલ જંદ, પહેલવી, પારસી, સસંકૃત, ફરેંચ અને જરમન ભાષાઓ શીખ્યા હતા. ઈ૦ સ૦ ૧૮૮૬ માં એવણને મુંબઇની "એનથ્રોપોલોજીકલ સોસાયટી" ના સભાસદ તરીકે ચુંટી કહાડવામાં આવ્યા હતા. એજ વરસમાં એવણ "સરકલ લીટરેર" નામની ફરેંચ કલ્બના લાઇફ મેમબર ઠડયા હતા. ઈ૦ સ૦ ૧૮૮૭ માં "જુબીલી પહેલવી તેક્ષત ફંડ" ઉભું કરવામાં આવ્યુ તેના એવણને એક મેમબર ઠેડવવામાં આવ્યા હતા. ઇ૦ સ૦ ૧૮૮૯ માં એવણે ડાકટર કેઝાર ટેલીના "મઝદયસનન ફીલોસોફી અંદર ધી સાસા નાઈડસ" નામના ફરેંચ પુસ્તકનો ઇંગ્રેજી તરજુમો છપાવી બહાર પાડયો હતો. એવણ માઠાં ભાયગે રોજ ૨૨ મો માહ ૯ મો શને ૧૨૫૮ યજદજરદી તા૦ ૫ મી જુન ૧૮૮૯ ને દીને ૩૫ ) વરસની ભર જવાન વયે પોતાના પીતાની હૈયાતીમાં ગુજર્યા હતા. એવણ ઘણાજ નમાના અને લાયકીવાલા હતા. હાવા કાબેલ બેટા ફીરોઝજીના અકાલ અને ઓચીતાં મરણથી જે કારી ગાહ દશતુરજીને લાગયો હતો, તે વખતે જે દીલસોજીના સંખયાબંધ પત્રો એવણ સાહેબ ઉપર આવ્યાં હતા તેમાં તે વખતના નામદાર ગવરનર લારડ રે તરફથી પણ એક દીલાસા પત્ર ઘણોજ દીલસોજી ભરેલો મલ્યો હતો જેમાં એ મરહુમની જાબજા વખાન કરીને જે નહી પુરાય એવી ખોટ એવણ સાહેબને ગઇ હતી તે માટે પોતાની પુસ્કલ દલગીરી જાહેર કરી હતી તથા આવા એક ઉગતા જુવાનીયાની જીંદગી ઓચીતી અને તત્કાલ ખતમ થવી એ એક જાહેર તેમજ ખાનગી આફત તરીકે લખી હતી. હેવું કેહવામાં આવે છે કે મરહુમની ચંચલાઇ જોઇને મુંબઇના માજી ગવરનર શર રીચરડ ટેમપલ જેવણને મરહુમ દશતુરજી જામાશપજી શાથે ઘણો શારો એખલાશ હતો તેવોએ ૩૪૦૦ નાં મુશારાનો એક શરકારી ઓધો દશતુર ફીરોજને આપવાની ખાહેશ બતલાવી હતી, પણ હેવાં શરકારી માંન કરતાંબી પોતાના દશતુરી દરજાનેજ વધુ પશંદ રાખીને ગાદી વારેશ તરીકે વખત આવતે શેનશાહી દશતુર બનાવાની કાલજીથી તે માંગણી ઉપકાર શહીત શવીકારવાને ના પાડી હતી.—દસતુર જામાસ્પજીના બીજા દીકરા

## દસ્તુર કેખશરૂ

પોતાના બાપની જગાએ શહેનશાહીના દસ્તુર ઠડયા છે. ઈ૦ સ૦ ૧૮૮૯ માં એવણને "મોત" ઉપર સરસ રીસાલો લખવા માટે મુલ્લાં ફીરોઝ મદરેસાની કારોબાર મંડલી તરફથી મી૦ અરદેશર શોહરાબજી દસ્તુર કામદીનવાલું રૂપાનુ "કપ સાસર" ઈનામમાં મલ્યું હતું. ઇ૦ સ૦ ૧૮૯૭ ના અકટોબર માસમાં અનજુમનના આતશબેહરામ તખ્તનશીન થયા તેની પહેલી બોએ એવણે દીધી હતી, અને એજ મકાનના એવણને નાયબ દસ્તુર નેમવામાં આવ્યા, કે જે વખતે એવણને ૯ ) સીઆલો હોરાડવામાં આવી હતી. ઇ૦ સ૦ ૧૮૯૮ માં એવણે અનજુમનના આતશબેહરામ સાંબે નીકલેલાં ચોપાનયાંનો રદ જવાબ છપાવી પ્રગટ કર્યો હતો. એજ વરસના સપટેમબર માસમાં એવણ પોતાના બાવાજીનાં મરણ પછી શહેનશાહીના દસ્તુર ઠડયા કે જે વખતે એવણને અનજુમનના આતશબેહરામના ટ્રસ્ટીઓ, ભગર અનજુમન તથા બીજા સાહેબો તથા ખાતાંઓ તરફથી બધી મલીને ૨૩ ) સીઆલો હોરાડવામાં આવી હતી. એજ વરસનાં અકટોબર માસમાં અનજુમનના આતશબેહરામની સાલગરેહને દીને એવણે આતશના નુરી કેબલા ઉપર વાએજ કરી હતી. એવણ જંદ, પહેલવી, પારસી તથા ઇંગ્રેજીનુ સારૂં જ્ઞાન ધરાવે છે અને આગલ ચાલતાં સારૂ નામ કહાડે એવી ચો તરફથી આશા રખાય છે. દશતુર જામાસ્પજીના ત્રીજા દીકરા

## એરવદ મીનોચેહર

હાલ પોતાના ભાઇ દસ્તુર કેખશરૂની જગાએ નાયબ દસ્તુર ઠડયા છે—એવણે ઇ૦ સ૦ ૧૮૯૬ માં મેટ્રીક્યુલેટ થઈ, દીનદારી એલમ શીખવો સુરૂ કર્યો હતો જે હજી સુધી ચાલુ છે.

મરહુમ દસ્તુર સાહેબ જામાસ્પજીનુ અશો રૂહ ગુરથમાન બેહસ્તમા ખુશાલ રહો ! અને એવણના જાયનશીન દસ્તુર કેખશરૂ એવણનાજ જેવા લાયકીવાલા, કીર્તીવાન અને નામવર નીવડો? એવી દુઆ ચાહી મરહુમ દસ્તુરજીની ઝહલકતી કારકીર્દીનો સફો હમો બંધ કર્યે છીએ.

## અબીઆત

ઝલકતી મહાતાબની રાત આજ,
સિહા કેમ થઇ ગઇ ! તજી નેક રહાજ;
અરે કોઈ મુજને કહોની સબબ,
પડે પ્રાલ દિલમાં મને તો અજબ;
ગમીમાં ગરક સહુ હતાં આજકાલ,
જિયાદા કરૂં શું અરે હું સવાલ ?
તેહેમાં ઉમેરો થયો આજ એક,
**ગયા આજ દસ્તુર જામાસ્પ નેક. ૧**
મિઠાસે ભરેલી રસીલી જબાન,
ખરે દુધમાં ભાઇ શાકર સમાન;
હલીને મલી સર્વ સાથે હમેશ,
ગણી હમદીનો કુલ્લને નિત્યખેશ;
ગરીબી છતેબી દિધું ગુપ્ત દાન,
દિધી મુફ્ત સલ્લાહ ને મુફ્ત જ્ઞાન;
ભલી કોશીશે જાલવી નેક ટેક,
**ગયા આજ દસ્તુર જામાસ્પ નેક. ૨**
ખરાં દીલથી તો કીધાં નેક કામ,
બજાવી બતાવ્યું, ધરી નેક હામ;
સહુ વાતમાં ભાઈ મતફેર હોય,
ગણે કોઇ ખુબ, કોઇ ઉલટુંજ જોય;
ખરી લાગણીઓ કહી સાફ સાફ,
છુપાવ્યો જિગરનો કદી નહિજ બાફ;
બજાવી તેહવીજ ફરજો અનેક,
**ગયા આજ દસ્તુર જામાસ્પ નેક. ૩**
ભલા સાથ ભોલા ખવાસે અમીર,
ખરૂં ખાનદાનીજ જેનું ખમીર;
ખમી તંગ-દસ્તી વળી દુઃખો સાથ,
ગરજવંત કાજે છુપાવ્યો ન હાથ;
થયા દેશ, પરદેશ, સહુ જાં ફીશાન,
સહુ આલિમોએ દિધું બહુજ માન;
વિલાયત સુધી પોહચી ભાઈ છેક,
**ગયા આજ દસ્તુર જામાસ્પ નેક. ૪**
અરે મેં ગુમાવ્યો ! ખરો મ્હેરબાન,
સલાકાર મ્હારો, ભલો કદરદાન;
ઉતેજન ખરાંથી કિધો પુર પ્યાર,
દુખોમાં દિલાસા દિધા બેશુમાર;
ઉલટ દેઈ મુજને બનાવ્યો ફીરોજ,
કરિશ યાદ તમને અરે રોજ રોજ;
થયું પાક ફુલ ખાક, થઇ બ્હેક બ્હેક,
**ગયા આજ દસ્તુર જામાસ્પ નેક. ૫** (જામે૦ ૨૮-૯-૯૮)

## મરહુમ દસતુર જામાસપજીની પાયદસ્તની ક્રીયા.

મરહુમ દસ્તુર ડાકટર જામાસ્પજી મીનોચેહેરજી જામાસ્પઆસાનાની કેટલાક દીવશની ચાલુ માંદગીને લીધે તેવણના મરણના સમાચાર બાહાર ફેલાતાં દરેક પારસી કુટુંબોમાં, મરનાર તરફ ભલી લાગણી ધરાવનારાં સંખ્યાબંધ પારસી કુટુંબોમાં, મોટી નીરાશી ફેલાઇ હતી. મરનારની પાયદસ્તની ક્રીયા બીજે દીને પાછલા પોહોરના ત્રણ કલાકે ફોરાસ રોડ ઉપરના તેવણનાં બેહનનાં મકાનમાં થવાનું જાહેર થયું હતું, જે વખત આગમજ એક બહુ મોટી જરથોસ્તી મીજલસ ત્યાં ભેગી મળી હતી. આશરે બે હજાર જરથોસ્તીઓ એ વખતે બંગલામાં પુર ગંભીર મીજલસમાં ભેગા થયા હતા, જેઓમાં નવસારીના ભગર પંથકના તથા બીજા દરેક પંથકના મોબેદો, બેહેદીનો વગેરે જણાતા હતા. સર જમશેદજી જીજીભાઈ, સર દીનશાહ માણેકજી પીટીટ, શેઠો જીજીભાઇ દાદાભાઈના ખાનદાનના નબીરાઓ, પીટીટ ખાનદાન, આલબલેસ ખાનદાન અને બીજા ઘણાક આગેવાન ખાનદાનોના નબીરાઓ જોવામા આવયા હતા. દસ્તુરો ખુરશેદજી બેજનજી, બેહમનજી જામાસ્પજી, કાવસજી કેખશરૂ (સુરતવાલા), ડોસાભાઇ સોરાબજી મેહેરજીરાણા, દારાશાહ રૂસ્તમજી સંજાના (કલયાણીવાળા), નોશેરવાનજી ખરશેદજી (થાણેવાળા), એરવદો જીવણજી જમશેદજી મોદી, પેસતનજી રૂસ્તમજી કાંગા, તેહેમુરસ દીનશાહ અંકલેસરયા, આંટીયા, દોરાબજી સંજાના, વગેરે, વગેરે, જણાયા હતા. એ મોટી મીજલસમાંથી એક સારી સંખ્યા દોખમાં સુધી મરનારને છેલ્લું માન આપવા ગઇ હતી, જે માટે આગમજથી પોલીસે સ્વારો વગેરેનો સારો બંદોબસ્ત રાખયો હતો. મરહુમ દસ્તુર જામાસ્પજીના માનમાં એ દીને શેહેરના જુદા જુદા લતાઓની પારસી ધંધાદારીઓ વગેરેની દુકાનો બંધ રાખવામાં આવી હતી. ઉપરાંત ન્યુ હાઇ સ્કુલ, પ્રોપ્રાયટરી હાઈ સ્કુલ, ફોરટ હાઈ સ્કુલ, જ૦ ન૦ પીટીટ પારસી આરફનેજ, બેહેરામજી જીજીભાઇપારસી ચેરીટેબલ ઈનસ્ટીટયુટ, નોશેરવાનજી મનચેરજી કામાની કોટની જરથોસ્તી ધરમની શાળા, મોદીબે જીમનેશીયમ, વગેરે ખાતાંઓ બંધ રાખવામાં આવયાં હતાં.

## મરહુમ દસ્તુર ડાકટર જામાસ્પજીનાં ઉઠમણાની ક્રીયા.

### મરહુમના બેટા કેખશરૂને નવા દસ્તુર નેમીને ઓઢાડેલી ૨૩ શીયાલો—નવા નાયબ—દસ્તુરની નેમણુક.

મરહુમ લોકપ્રીય દસ્તુર ડાકટર જામાસ્પજી દસ્તુર મીનોચેહેરજી જામાસ્પઆસાનાના પાછલા પોહોરનાં ઉઠમણાંની ક્રીયા રોજ ૧૪ મો માહ ૧ લો સને ૧૨૬૮ યજદેજરદીને દીને જરથોસ્તીઓનાં ચરનીવાડીખાતેનાં નવાં આતશબેહેરામમાં કરવામાં આવી હતી. ઉઠમણાંની મીજલસમાં સર જમશેદજી જીજીભાઇ બારોનેટ, સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટ, શેઠો હોરમસજી એદલજી આલબલેસ, જમશેદજી ખરશેદજી જમશેદજી, રૂસ્તમજી નાનાભાઈ બેહેરામજી જીજીભાઇ, જાલભાઈ અરદેશર શેઠ, રૂસ્તમજી ડોસાભાઇ શેઠ, ડોસાભાઈ દાદાભાઇ આલબલેસ, બમનજી દીનશાહ પીટીટ, કેકોબાદ દીનશાહ એડનવાળા, ફરામજી બમનજી જીજીભાઇ, શાપુરજી બેહેરામજી કાત્રક, હોરમસજી બેહેરામજી કામા, રૂસ્તમજી ફરામજી વહાડયા, ફરદુનજી મેરવાનજી બનાજી, જીજીભાઈ મનચેરજી મેરવાનજી બનાજી, જીજીભાઇ મનચેરજી મેરવાનજી જીજીભાઈ, મનચેરજી કાવસજી મનસુખ ઉપરાંત જાણીતા પારસી ખાનદાનોના નબીરાઓ, આથોરનાનો તથા બેહેદીનોથી આતશબેહેરામના ઉપલા મજલાનું દીવાનખાનું, ગ્યાલરી તથા હેઠળનો ઓટલો ચીકાર ભરાઇ ગયાં હતાં. ઉઠમણાની ક્રીયા નાયબ—દસ્તુર કેખુશરૂએ કરી હતી, જેમાં ફરામજી કાવસજી બનાજીનાં આતશબેહેરા-

ભરૂચના દસ્તુર ખુરશેદજી એજનજી, કલયાણીવાળા દસ્તુર દારાશાહ રૂસ્તમજી સંજાના, થાણેવાળા દસ્તુર નશરવાનજી ખુરશેદજી, સુરતના એક દસ્તુર કાવસજી નશરવાનજી કેખશરૂ, દસ્તુર બમનજી રૂસ્તમજી મુલ્લાંફીરોઝ, સમશુલઓલમાં એરવદ જીવણજી જમશેદજી મોદી, એરવદ નશરવાનજી બરજોરજી દેશાઇ તથા લગભગ ૨૦૦ આથોરનાન સાહેબોએ ભાગ લીધો હતો.

ક્રીયા પુરી થવા પછી મોઠની નારીએલવાળાની અગીયારીના પંથકી એરવદ ફરામજી હોરમસજી માદને જણાવયું કે, અંજુમનના સાહેબો, મરહુમ દસ્તુર ડાકટર જામાસ્પજીનું નામ, જાહેર ક્રીયાઓમાં લેવાતાં મહાન નરોનાં નામોની સાથે દેવાની હું અરજ કરૂં છું. મરનાર દસ્તુર જામાસ્પજીની કારકીરદી, શરૂઆતથી તે આખર સુધી, નેક કામોથી મશહુર છે. મરનારે જરથોસ્તી ટોળાના ભલાં માટેનાં કામો કરીને ઘણી સરસ સેવા બજાવી છે. દસ્તુર જામાસ્પજીની સેવા એટલી તો જાહેર, તાજી તથા પ્રકાશીત છે કે તે વીશે વધુ બોલવાની જરૂર નથી. દસ્તુર જામાસ્પજીની જગા એવણના સાહેબજાદા દસ્તુર કેખશરૂ લે છે, જેવણ દસ્તુર તરીકેના ઓધાને જેબ આપશે એવી હું આશા રાખું છું. મરહુમ દસ્તુર જામાસ્પજી દરેક કામ પ્રમાણીક નીષ્ટાથી કરતા હતા. કેટલીક બાબદોમાં તેવણના વીચારો મતફેર હોય, તોપણ આપણે આટલું યાદ રાખવું જોઇયે છે કે તેવણ પ્રમાણીક નીષ્ટાથીજ પોતાના ખરા વીચારો જાહેર કરતા હતા. પ્રમાણીક નીષ્ટા બહુજ ઉતમ ગુણ છે, જે વગર એક દસ્તુર દસ્તુર તરીકે, યા એક મોબેદ મોબેદ તરીકે, ગણી શકાયજ નહી. તેવણ પરમારથી હતા. તેવણને ઘેર, મદદ માટે ગયલો કોઇ પણ આસામી ખાલી હાથે પાછો ફરતો નહી હતો. તેવણ સ્વભાવે બહુ સાલેસ હતા. એ તેવણના ઉતમ ગુણો, તેવણનું નામ જાહેર જશનોમાં દેવાતાં નામીચાં નર નારીઓનાં નામોમાં દાખલ કરાવવાને લાયક ઠરાવે છે અને મને આશા છે કે અંજુમનના તમો સાહેબો એ અરજ ના પાડશો નહી. મારી ખાતરી છે કે દસ્તુર કેખશરૂ પોતાના માનવંત પીતાને પગલે ચાલી, તેવણની માફકજ જરથોસ્તી કોમની સેવા બજાવયા વગર રહેશે નહી.

મી૦ રૂસ્તમજી ડોસાભાઇ શેઠનાએ જણાવયું કે એરવદ માદને કરેલી દરખાસ્તને હું ટેકો આપું છું.

એ દરખાસ્ત પસાર થયલી લેખી એ ઉઠમણાંની ક્રીયામાંજ તેવણનું નામ, નામીચા નર નારીઓનાં નામો સાથ દેવાયું હતું.

ભગરયાઓનાં આતશબેહેરામની કારોબાર મંડળી તરફથી, તેના એક સેક્રેટરી મી૦ શાપુરજી બેહેરામજી કાત્રકે, એક ખુલાસાપત્ર વાંચી સંભળાવયો હતો, જેમાં જણાવવામાં આવયું હતું કેઃ—

"આપણા માનવંત લાયકીવાળા અને બુઝરગ દસ્તુરાન દસ્તુરજી સાહેબ ડા૦ જામાસ્પજી મીનોચેહેરજી જામાસ્પઆસાનાનાં દુઃખભરયાં મરણથી પારસી કોમને મોટી ખોટ ગઈ છે, તેજ ખોટ અમને પણ ગયલી જોઇ અમારી કમીટીના સાહેબો અત્યંત દલગીર છેજી. મરહુમ દસ્તુરજીની સાલેસાઇ, મીઠાસભરેલી રસીલી જબાન, હળીમળીને સરવે સાથે કામ લેવાની કુનેહ, પોતે ગરીબ છતાં ગરીબોની દાઝ હઇડે ધરી તેવણે કરેલી છુપી સખાવત, એક ધરમગુરૂ તરીકેની તેવણની નમુનેદાર લાગણી, એ અને બીજા અનેક ગુણો અને કામો વીસ્તારવા બેસયે તો વખત થઇ જાય. તેવણ પોતાના અમીરી અને ભોળા ખવાસથી આખી પારસી કોમનો વીશવાસ અને માન મેળવવાને ભાગ્યશાળી નીવડયા હતા, જેનો પુરાવો તેવણના મકાનમાં ભેગી મળેલી, તથા પાયદસ્તે ગયલી ગંજાવર મીજલસ પુરો પાડે છે. તેવણનાં મરણ માટે અમારી કમીટી બહુ શોક કરે છે અને તેવણનાં કુટુંબનાં દુઃખમાં ભાગ

લે છે, તથા દુવા ગુજારે છે કે મરહુમનાં રૂહને નેક જગા બક્ષે, તથા તેવણુનાં કુટુંબને આ મોટું દુઃખ સોસવામાં તે બારેહકતાલા પુરતી શકતી બક્ષે. અમારાં આતશબેહેરામનાં ત્રસ્ટદીડની રૂએ અમોએ મરહુમ દસ્તુર જામાસ્પજીને આ આતશબેહેરામના વડા દસ્તુર ઠરાવયા હતા, આ મકાનપર તથા ધરમ સંબંધી બાબદો અને ક્રીયાઓ ઉપર દેખરેખ રાખવાને તેવણુને પુરતી સતા આપી હતી. એજ ત્રસ્ટદીડની રૂએ અમે એરવદ કેખશરૂ જામાસ્પજી જામાસ્પઆસાનાને તેજ વખતે નાયબે-દસ્તુર ઠરાવયા હતા, અને આજ દીને આ જાહેર મીજલસમાં અમે તેવણુને આ આતશબેહેરામના વડા દસ્તુરજી નેમયે છીયે, તથા તેવણુના ભાઈ એરવદ મીનોચેહેરજી જામાસ્પજી જામાસ્પઆસાનાંને નાયબે દસ્તુર નેમી, એ બેઉ સાહેબોને અકેક શાલ ઓઢાડવાને અમે અમારી કારોબાર મંડળીના લાયકીવાળા સરનશીન શેઠ જાલભાઇ અરદેશર શેઠને એલતેમાસ કરયે છીયે. તેમ કરતાં અમે ઉમેદ રાખયે છીયે કે દસ્તુર કેખશરૂ પોતાના મરહુમ મુરબીજીને પગલે ચાલી, નમનતાઈથી વરતી, આખી કોમનો વીશવાસ મેળવવાને ભાગ્યશાળી થશે.

અત્રે શેઠ જાલભાઈ અરદેશર શેઠે, ભગરીયાઓનાં આ નવાં આતશબેહેરામની કારોબાર મંડળી તરફથી એક શાલ દસ્તુર કેખશરૂ દસ્તુર જામાસ્પજી જામાસ્પઆસાનાને તથા બીજી તેવણુના ભાઈ એરવદ મીનોચેહેરને ઓઢાડી હતી. સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટે તે પછી એક શાલ દસ્તુર કેખશરૂને ઓઢાડી હતી. સઘળી મળી ૨૩ શાલો દસ્તુર કેખશરૂને ઓઢાડવામાં આવી હતી, જેની વીગત નીચે પ્રમાણે છેઃ—

(૧) ભગરીયાઓનાં નવા આતશબેહેરામની કારોબાર મંડળી તરફથી; (૨) મુંબઇની ભગરસાથની અંજુમન તરફથી; (૩) સર દીનશાહ માણેકજી પીટીટ બારોનેટ તરફથી; (૪) મી૦ રૂસ્તમજી ડોસાભાઇ શેઠ તરફથી; (૫) એરવદ જહાંગીર મેરવાનજી કાત્રક તરફથી; (૬) વાંદરાની દરેહમેહેર તરફથી; (૭) શેઠ કાવસજી દીનશાહ એડનવાળા તરફથી; (૮) દસ્તુર જમશેદજી રૂસ્તમજી જામાસ્પઆસાના તરફથી; (૯) એરવદ પેસતનજી રૂસ્તમજી કાંગા તરફથી; (૧૦) સુરતના નવાં આદરાનના ત્રસ્ટીઓ તરફથી; (૧૧) શેઠ બનાજી લીમજીની દરેહમેહેરના ત્રસ્ટીઓ તરફથી; (૧૨) એજ દરેહમેહેરના અથોરનાનો તરફથી; (૧૩) કામાબાગના ત્રસ્ટી તરફથી; (૧૪) શેઠ જીજીભાઇ દાદાભાઇના ધરમખાતાં તરફથી; (૧૫) શેઠ બમનજી દીનશાહ પીટીટ તરફથી; (૧૬) મરહુમ દસ્તુર જામાસ્પજી એદલજી જામાસ્પઆસાના છોકરાઓ તરફથી; (૧૭) શેઠ રૂસ્તમજી નાનાભાઈ બેહેરામજી જીજીભાઈ તરફથી; (૧૮) શેઠ મેરવાનજી જીજીભાઈના છોકરાઓ તરફથી; (૧૯) મરહુમ શેઠ નશરવાનજી માણેકજી પીટીટ તરફથી; (૨૦) આસમાન રોજની કું૦ તરફથી; (૨૧) આપા બાગની કું૦ તરફથી; (૨૨) કોટના ગોળવાડની શેઠ પેસ્તનજી નશરવાનજી ગોદીવાળાની અગીયારી તરફથી; અને (૨૩) જરથોસ્તી ધરમ તથા ક્રીયાઓ ઉપર એતેકાદ વધરાવનારી મંડળી તરફથી. નાયબ દસ્તુર મીનોચેહેર દસ્તુર જામાસ્પજી જામાસ્પઆસાનાને, ભગરીયાઓનાં આતશબેહેરામની કારોબાર મંડળીએ તથા મરહુમ દસ્તુર જામાસ્પજી એદલજી જામાસ્પઆસાના છોકરાઓએ, અકેક શાલ ઓઢાડી હતી.

દસ્તુર કેખશરૂ જામાસ્પજી જામાસ્પઆસાનાએ જણાવયું કે, સર જમશેદજી, સર દીનશાહજી, અને અંજુમનના સાહેબો, આ પ્રસંગ બારે માટે જવાબ આપવાને અશાંત હોવાથી હું તમારી દરગુજર ચાહું છું. તો પણ તમો સાહેબોની અમારી તરફની ભલી, મેહેરબાની ભરી અને દીલસોજ લાગણીની કદર હું પીછાનું છું અને તે માટે હું તેમજ મારૂં કુટુંબ તમો સાહેબોનાં ઉપકારી થયાં છીયે. હું એટલુંજ કહેવા માંગું છું કે, તમો સાહેબોએ મારે માટે જે ઉમેદો બાંધી હોય તે પાર પાડવા માટે તમો સાહેબોનીજ મદદની મને જરૂર છે. તે મદદ સાથે હું મારા નેકનામ મુરબીજી તથા વડીલોને પગલે ચાલવાને શક્તીવાન થઈશ. હું એટલીજ દુવા ચાહું છું કે, મારી ફરજ બજાવવાનાં કામમાં દાદાર હોરમઝદ મને નેક બુધી બક્ષે.

---

# ચોપડીઓ વેચવાની છે.

## ઠેકાણું—ચંદનવાડી મુંબઇ વરતમાન છાપાખાનું.

**ધર્મ નીતી**—ભાગ પેહલો, ત્રીજો અને ચોથો—દરેકની કીંમત રૂ૦।—પોસ્ટેજ ૦)।।—એમાં ઘણા સરસ ધર્મ અને નીતીબોધો તથા અવસતા વાણીની રૂડી સમજો, માયાકુ પરમાંનોની મીસાલો, વીગરે આપીને ધરમની મોતેબરી સમજાવી છે, તથા માનવી જા દરેક વાતમાં નીતીમાન કેમ અને કેવી રીતે થવું તેનાં અસરકારક અને વાંચવા જો બોધ સમાવેલા છે.

**દાખમે નોશીરવાન**—અથવા મુશલમાનોનો મશહુર ખાલીફ હારૂન-અલ-રશી શેહેનશાહ નોશીરવાંન આદેલનું દાખમું જોવા ગયો તે કીસો. જે દેખાવો, જે બયાંનો નવી નવાઇ તથા નશીઅતો છે તે નામીચા ખાલીફને તે જમાનામાં મલેલી, આબેહુબ ખાલીફ હારૂન-અલ-રશીદ, શાહનશાહ આદેલ નોશેરવાંન પાછલ લગભગ ૨૦૦ વર બગદાદના તખત ઉપર આવીઓ હતો, અને તે મોટા મરતબાવાલા તે જમાનાના આલમા મોટા ખેરખાહ ખલીફે પોતા આગલ ૨૦૦) વરશ થઇ ગયલા શેહેનશાહ નોશીરવાંન દાખમું જોયું અને ઇરાંની શેહેનશાહતનું નામ જેહાંનમાં પુરેપુરી જાહોજલાલી ને રોશન ઇથી રોશન કરનારનું અશો રૂવાંન નવા શાહજ પોશાગ સાથ ઘટતી માવજતે તે મરહુ શેહેનશાહની આગાહી માફક દાખમામાં કંડવયું, એ એક બેશક બનેલી વાત ને સા હકીકત છે.—કીંમત છ આના, પોસ્ટેજ અરધો આનો.

**રૂમાં કચરાની** ઘટ આવીઆ પછી દર ખાંડીનો અને દર રતલનો ભાવ નકી કે પડે છે, તેના કોઠાની સપીનીંગ વીગેરે રૂનાં કારખાનાંઓને ઘણી ઉપયોગી ચોપડી—એમ દર ખાંડીના રૂ૧૧૫ થી તે ૨૫૨) સુધીના ભાવનો રૂ દર શેંકડે ૪) થી ૩૪) ટકા સુધીન ઘટ જતાં નકી કેમ ખાંડી પડે છે તે જોવાનો કોઠો છે.—કીંમત રૂ૧). પોસ્ટેજ અરધો આનો

**એયામે નોશાલો—હીંગામે નોરોઝ** યાને અશલી ઇરાંની જરથોસ્તીઓમાં અ હાલનાં હીંદુસ્થાનના જરથોસ્તીઓમાં નવાં વરશનો હીંગામ કેમ પાલવામાં આવે છે તે વૃતાંત. કીંમત—રૂ૦।, પોસ્ટેજ અરધો આનો.

**ગયોમર્દ, સ્યામક તથા હુસંગનામું**—ઇરાંનની જુદી જુદી તવારીખો તેમ અવસ્તા તથા પહેલ્વી અને ફારસી કદીમ પુસ્તકોને આધારે પુરાતન પેશદાદ પાદશાહ પેગંબરો ગયોમર્દ-સ્યામક અને હુશંગને લગતાં બ્યાંનનો સંગ્રહ આ નાનાં ચોપાન્યામ કરવામાં આવ્યો છે. એ ત્રણે પાદશાહોનાં પંદનામાં, તેઓની આતમીક ફીલસુફી, ઉપરાંત શાહન શાહ હુશંગની જગઆશકાર નસીહતની ભેદી કેતાબઉપરથી લખેલું છે. કીં. રૂ૦।, પો. અરધો આનો.

**યોગ વીદયા અને અસલી ઇરાનીઓ**—એમાં ખોદાતાલા યાને હકની દરગાહને મારગ કેમ અખતીઆર થાય તે વીશેનું માયાકુલ અને મોતેબર લખાણ છે. કીંમત રૂ૦।, પોસ ટેજ અરધો આનો.

**હોરમજદ યસત ઉપરથી હોરમજદની સીફત વીશેની સરેહ**—એ, અવસત કલામોના ખુદ દાખલાઓ સહીત ઇનામનો રસાલો લખએલો છે. કીંમત બે આના, પોસટેજ અરધો આનો.

**નજુમ નાંમું**—કેઆંની પાદશાહી ફાલ જોવાની તાસીર,—એક ઇરાંણથી આવેલા ઇર ણીનું બનાવેલું. કીંમત એક આનો, પોસટેજ અરધો આનો.

**ખોરદેહ અવસતા**—ઘણી જાતની જુદી જુદી—નાહાનાં મોટાં કદની—જાડા મોટ ટાઇપની કાર કીંમતે—જરથોશતીઓને બંદગી કરવાની કેતાબો મલે છે. હેમાં ગાથાન તથા ફરવરદીન યશતની જુદી કીતાબો છે.